# કરાચી જીલ્લાની ભૂગોળ.

સિંધ પ્રાંતના સામાન્ય વર્ણન સાથે.

લેખક:

**પુરૂષોત્તમ અમૃતલાલ ભટ્ટ.**

શિક્ષક, મ્યુનિસિપલ સ્કૂલ,

કરાચી.

પ્રકાશક:

**દામોદર ડી. ભટ્ટ.**

રતનતલાવ—કરાચી.

# નિવેદન.

કરાચી જિલ્લાની ગુજરાતી નિશાળોના ઉપયોગ માટે આ નાનકડું પુસ્તક પ્રગટ કરતાં મને અત્યંત આનંદ થાય છે. હું કરાંચીમાં આવી શિક્ષણકાર્યમાં જોડાયો ત્યારથી મને સિંધનાં ઇતિહાસ-ભૂગોળ બહાર પાડવાની ઈચ્છા હતી. મેં એને માટે જે સાધનો-સાહિત્યો એકઠાં કર્યાં હતાં, તે મારા મોટાભાઈ **ધીરજલાલને** બતાવતાં તેમણે તેની સારી ગુંથણી કરી આપી મને એ ઇચ્છા અમલમાં મૂકવાનું પ્રોત્સાહન આપ્યું અને કરાંચીના ઉત્સાહી શિક્ષક બન્ધુઓ-રા. જેઠાલાલ વિ. પંડિત, ભાઇ **નાગરદાસ** ગિ. ભટ્ટ અને શ્રી **વાસુદેવ** શુકલ તરફથી મને ઉપયોગી સૂચનાઓ મળી; એટલે મેં આ છપાણ પ્રેસમાં મોકલ્યું; પણ જેમને મુદ્રણકામનો અનુભવ હશે, તેમને સહજ સમજાશે કે શાળોપયોગી પુસ્તક સચિત્ર પ્રગટ કરવું એ કેટલું કઠિન કામ છે! ચિ. દામોદરે આ કાર્ય માટે ખાસ મહેનત લઇને નકશાઓ-ચિત્રો તૈયાર કરવાનું અને પ્રુફ તપાસવાનું કામ કર્યું છે; છતાં રહી ગએલી ભૂલો માટે વાચકો દરગુજર કરશે એવી આશા છે.

મને આ પ્રવૃત્તિમાં યોગ્ય સૂચનાઓ આપનારા ઉપરોક્ત બન્ધુઓ ઉપરાંત શાળાપત્રના તંત્રી સાહેબ તરફથી હવાઈમાર્ગોનો બ્લોક, અમદાવાદના ગુજરાત સાહિત્ય મંદિર તરફથી વ્યાખ્યાઓનો બ્લોક અને સમાજ જીવનના તંત્રી તરફથી મે. જમશેદ એન. આર. મહેતાનો બ્લોક વાપરવા મળ્યા છે; તેથી આ સ્થળે હું એ સહુ સજ્જનોનો કૃતજ્ઞતા પૂર્વક આભાર માનું છું.

**પુરુષોત્તમ અમૃતલાલ ભટ્ટ.**

# કરાચી જીલ્લાની ભૂગોળ.

સિંધ પ્રાંતના સામાન્ય વર્ણન સાથે.

લેખક :
પુરુષોત્તમ અમૃતલાલ ભટ્ટ.
શિક્ષક, મ્યુનિસિપલ સ્કૂલ,
કરાચી.

પ્રકાશક :
દામોદર ડી. ભટ્ટ.
રતનતલાવ,–કરાચી.

ચાર આના.

આવૃત્તિ પહેલી. સને ૧૯૩૦.
પ્રત ૧૦૦૦. સંવત ૧૯૮૬.





---

વિજ્ઞપ્તિઃ—સિંધનાં ગુજરાતી પ્રાથમિક ધોરણો માટે એક સળંગ ભૂગોળમાળા તૈયાર કરવાનું કામ મારા તરફથી હાથ ધરવામાં આવ્યું છે. આ પુસ્તક તેનો પહેલો મણકો છે. હવે પછી અનેક ઉપયોગી નકશાઓ તથા પ્રખ્યાત સ્થળોનાં ચિત્રો સાથે **સિંધ પ્રાંતની ભૂગોળ** બહાર પડશે.

પ્રકાશક.

---

મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય: રાયખડરોડ: અમદાવાદ
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક

# પ્રસ્તાવના.

હું લેખક નથી, તેમજ લેખક તરીકે પ્રકાશમાં આવવાનો મને મોહ પણ નથી. શિક્ષક તરીકેના મારા જીવનનાં મને જે શિક્ષણ વિષયક રસ ઉત્પન્ન થયો તેના પરિણામરૂપે આ શિક્ષકોપયોગી નાની ચોપડી બહાર આવે છે. લાંબા વખતથી કરાચી જીલ્લાની ભૌગોલિક હકીકત મેં એકઠી કરી હતી; પણ તેને પ્રગટ કરવાનો સુયોગ આવતો નહોતો. ભૂગોળના પુસ્તકમાં નકશાઓ તથા પ્રખ્યાત સ્થળોનાં ચિત્રોની બહુજ આવશ્યકતા છે, પણ તે તૈયાર કરાવતાં ખર્ચ ઘણું થાય છે. મને આ સાહસમાં કેળવણી ખાતાના અમલદારોનું પ્રોત્સાહન અને શિક્ષક બન્ધુઓનો સહકાર મળશે તો હું બીજી આવૃત્તિમાં વધારે સામગ્રી રજુ કરી શકીશ.

ભૂગોળશિક્ષણના દૃષ્ટિબિન્દુમાં હમણાં ફેરફાર થયો છે. દેશની ભૂરચના, આબોહવા, વરસાદ, પર્વત, નદી, સમુદ્ર, રણ વગેરે નૈસર્ગિક સાધનોથી માનવ જીવન ઉપર શી અસર થાય છે, તે બતાવી, અવલોકન, અનુમાન અને વિચારશક્તિદ્વારા બાળકોમાં જીજ્ઞાસા ઉત્પન્ન કરવી એ ભૂગોળશિક્ષણનો હેતુ ઠર્યો છે. શિક્ષકબન્ધુઓને એ હેતુ લક્ષમાં રાખી શિક્ષણ આપવામાં આ ચોપડી માર્ગદર્શક થશે, એવી મને આશા છે.

બાળકોમાં જેમ જિજ્ઞાસા હોય છે, તેમ પ્રશ્નો પૂછવાની બુદ્ધિ પણ હોય છે. દરેક બાબત શા કારણથી બને છે, એવો પ્રશ્ન પૂછવાની તેને સહજ ટેવ હોય છે. બાળમાનસની આ ટેવ ધ્યાનમાં લઇ, કાર્યકારણનો સંબંધ જોડી માનવજીવન સાથે સ્પર્શ કરતી ભૌગોલિક બાબતો મેં આ ભૂગોળમાં રસિક રીતે આલેખેલી છે; છતાં તેમાંના દોષો માટે કોઇ બન્ધુ મને સૂચના કરશે તો તે હું આભાર સાથે બીજી આવૃત્તિમાં સુધારી લઇશ.

**કરાચી:**
શ્રાવણી પૂર્ણિમા,
સં. ૧૯૮૯

**પુરુષોત્તમ અમૃતલાલ ભટ્ટ.**

# અનુક્રમણિકા.

# કરાચી જિલ્લાની ભૂગોળ.

## સામાન્ય વર્ણન.

આપણે આપણા ગામની–શહેરની, તપાની અને તાલુકાની ભૂગોળ શીખ્યા. હવે આપણા તાલુકાની આસ-પાસ એવોજ બીજો મુલક આવેલો છે; તેમાં રહેનારા લોકોની રીતભાત, પહેરવેશ, ભાષા, ધર્મ, ખેતી વગેરે બાબતો જાણવાની આપણને જરૂર છે. તમે જાણો છો કે ઘણાં ગામ ભેગાં મળવાથી એક તાલુકો બને છે અને પાંચ–સાત તાલુકા મળી એક જિલ્લો થાય છે. આપણા જિલ્લાને કરાચી જિલ્લો કહે છે. આ જિલ્લો સિંધ પ્રાંતના નૈર્ઋત્ય ભાગમાં આવેલો છે.

**સીમાઃ**—આપણા જિલ્લાની હદ જાણવા માટે કરાચી જિલ્લાના નકશા તરફ તમારે નજર ફેરવવી પડશે. ઉત્તરમાં જોઇએ તો લારખાના જિલ્લો આવેલો છે. પૂર્વમાં સિંધુ નદી અને હૈદ્રાબાદ જિલ્લો છે. દક્ષિણે અરબી સમુદ્ર* અને કચ્છનું રણ આવેલાં છે અને પશ્ચિમે હાલા પર્વત તથા બલુચિસ્તાન છે. ઉત્તર તરફની પહાડી ટેકરીઓ આ જિલ્લાને લારખાનાથી જુદો પાડે છે, પૂર્વ તરફ વહેતી

* આ સમુદ્ર આરબ લોકોના મુલક–અરબસ્તાન સુધી ગએલો હોવાથી તેને અરબી સમુદ્ર કહે છે.

સિંધુ નદી હૈદ્રાબાદ તથા કરાચી જિલ્લાની વચ્ચે કુદરતી હદ બાંધે છે, દક્ષિણ તરફ દરિયાથી જિલ્લાની હદ બને છે અને પશ્ચિમે હબ નદી આ જિલ્લાને બલુચિસ્તાનથી જુદો પાડે છે.

**કુદરતી વિભાગઃ**—કુદરતી એટલે પોતાની મેળે બનેલાઃ કરાંચી જિલ્લાના નકશા સામે જોતાં તમને જણાશે કે દક્ષિણમાં આવેલી સિંધુ નદી અને તેની જાળની પેઠે પથરાઇ રહેલી નહેરો કુદરતી રીતે કરાચી જિલ્લાના બે ભાગ પાડે છે. ઉત્તરનો ભાગ પહાડી હોવાથી ઉંચો છે અને દક્ષિણનો ભાગ ઢાળ પડતો હોવાથી નીચો છે. આ નીચા ભાગમાં નદીઓ અને નહેરોનું પાણી ફરી વળવાથી જમીન ફળદ્રુપ થએલી છે, અને તે **લાડની જમીન**ના નામે ઓળખાય છે. જિલ્લાનો ઉત્તર તથા પશ્ચિમ ભાગ પહાડની ટેકરીઓવાળો છે અને તેનો ઢોળાવ દક્ષિણ તરફનો છે; તેથી અહિં વહેતી બધી નદીઓનું વાહન ઉત્તરથી દક્ષિણ તરફનું છે. જ્યારે નદીઓમાં પૂર આવે છે, ત્યારે દક્ષિણના ભાગો ઉપર પાણી પથરાઈ રહે છે. સિંધુ નદીના કાંઠાઓ ઉપરનો મુલક તેના નામ ઉપરથી “ સિંધુ નદીનો પ્રદેશ ” કહેવાય છે. આ ભાગ બહુ રસાળ છે.

દરિયા કાંઠાનો પ્રદેશ વધુ નીચાણવાળો હોવાથી તેની અંદર ભરતી* વખતે દરિયાનું પાણી ફરી વળે છે અને જમીનને ખારવાળી બનાવે છે. જાતિ તાલુકાના દક્ષિણ

---

* દરિયાના પાણીની સપાટી ૨૫ કલાકમાં બે વાર ચઢે છે ને ઉતરે છે. પાણી ચઢે છે, તેને **ભરતી** કહે છે અને ઉતરે છે તેને ઓટ કહે છે. ભરતી આવવાનું કારણ પૃથ્વી ઉપર સૂર્ય તથા ચંદ્રનું ખેંચાણ છે.

ભાગની અને શાહબંદર તાલુકાના પૂર્વ ભાગની જમીન આવી રીતે ખારવાળી બનેલી છે. તેથી તે 'ખારા પાટ' કહેવાય છે. ત્યાં ખેતી થઇ શકતી નથી; એટલે વસ્તી પણ એ ભાગમાં ઓછી છે.



**રાજકીય વિભાગઃ**—સરકારે રાજ્ય વ્યવસ્થાની સગવડ માટે પાડેલા ભાગોને રાજકીય વિભાગો કહે છે. કરાચી જિલ્લામાં એવા ત્રણ મુખ્ય વિભાગો—પેટા જિલ્લાઓ પાડેલા છે. તે દરેકને સબડિવિઝન કહે છે. (૧) ઠઠ્ઠા સબ-ડિવિઝન (૨) કોટ્રી સબડિવિઝન અને (૩) શાહબંદર સબ-ડિવિઝનઃ આ ત્રણ સબડિવિઝનોના તાલુકાઓ તથા મહાલો નીચે પ્રમાણે છે.

| ડિવિઝનઃ | તાલુકાઃ | મહાલઃ |
| --- | --- | --- |
| **(૧) ઠઠ્ઠા સબડિવિઝનઃ**— | ઠઠ્ઠા તાલુકો | કેટીબંદર મહાલ |
| | કરાંચી તાલુકો. | |
| | મીરપુર સાકરા તાલુકો | |
| | ઘોડા બારી તાલુકો | |
| **(૨) કોટ્રી સબડિવિઝનઃ**— | કોટ્રી તાલુકો | માઝાંદ કોહિસ્તાન મહાલ. |
| **(૩) શાહબંદર સબડિવિઝનઃ**— | શાહબંદર તાલુકો | |
| | સુજાવલ તાલુકો | |
| | મીરપુર ભઠોરા તાલુકો | |
| | જાતિ તાલુકો | |

સબડિવિઝનના મોટા ભાગને તાલુકો અને નાના ભાગને મહાલ કહે છે.

---

## પ્રશ્નો.

કરાચી જિલ્લો ચારે દિશામાં કયા કયા ભાગો સાથે જોડાએલો છે? કરાચી જિલ્લાથી દરિયો કઈ દિશામાં છે તે નકશો જોઈને કહો અને તેનું નામ લખો. તથા તે નામ પડવાનું કારણ જણાવો? લાડની જમીન કોને કહે છે? નકશામાં ખારોપાટ બતાવો.

જિલ્લો, તાલુકો અને મહાલ કોને કહે છે? કરાચી જિલ્લાના કુદરતી વિભાગો તથા રાજકીય વિભાગો નકશામાંથી દેખાડો? સિંધુ નદીનો પ્રદેશ કોને કહે છે? અને એવું નામ શાથી પડયું છે? કરાચી જિલ્લાનો ઢોળાવ કઈ દિશા તરફ છે? અને એ ઢોળાવની અસર કોના ઉપર થઈ છે?

**પર્વતોઃ**—પર્વતો માણસને બહુ ઉપયોગના છે. તેમાંથી નાની મોટી અનેક નદીઓ નીકળે છે, ઉંચા પહાડો વાંદળાઓને અટકાવી વરસાદ લાવવામાં મદદ કરે છે. તેની ખીણોમાં પુષ્કળ ઝાડ થાય છે અને તેનાં લાકડાં બાળવાના તથા ઇમારત બાંધવાના કામમાં આવે છે. પહાડો ઉપર જુદી જુદી જાતની વનસ્પતિ ઉગે છે. તેમાંની ઘણી વનસ્પતિ દવાના કામમાં આવે છે. જે પર્વત ઉપડ ઝાડ હોતાં નથી, તે **બોડા** પર્વત કહેવાય છે. પર્વતોમાંથી જુદી જુદી જાતના પત્થરો તથા જુદી જુદી જાતની ધાતુઓ નીકળે છે. પર્વતની ટોચને **શિખર** કહે છે. એ શિખરો ઉપર કેટલેક ઠેકાણે દેવદેવીઓનાં મંદિરો હોવાથી લોકો જાત્રા કરવા જાય છે. પર્વતની ટોચે હવા બહુ ચોખ્ખી હોવાથી પૈસાદાર માણસો ત્યાં બંગલા બંધાવી ઉનાળાના વખતમાં રહે છે, ઉંચા પર્વત ઉપર બરફ રહે છે તે પીગળવાથી ઉનાળામાં પણ નદીઓમાં પૂર આવે છે.

કરાચી જિલ્લાની પશ્ચિમ સરહદે અને ઉત્તર સરહદે પહાડો આવેલા છે. તેમાં મુખ્ય **પબપહાડ**ની ટેકરીઓ છે. તે ટેકરીઓની હારો લગભગ ૧૫૦ માઈલ લાંબી છે. આ પહાડની વચ્ચે આવેલી ખીણોમાં વરસાદના પાણીને લીધે પુષ્કળ ઘાસચારો ઉગે છે.

કોટ્રીથી ઝરખ સુધી નાની નાની ટેકરીઓની હારો આવેલી છે. ઝરખ એક ટેકરી ઉપર વસેલું હોવાથી તેની હવા સારી ગણાય છે.

ઠઠ્ઠા પાસે મકલીનો ઉંચો પ્રદેશ આવેલો છે. તેને લોકો **મકલીની ટેકરી** કહે છે; પરંતુ ખરી રીતે તે ટેકરી નથી; પણ એક ઉચ્ચ પ્રદેશ જ છે. તેની ઉપર સવા લાખ પીરોની કબરો છે, તેમાંની કેટલીક કબરો આજે પણ સારી હાલતમાં છે તે ઉપરનું કોતર કામ વખાણવા લાયક છે.

આ સિવાય એક **ખીરથર** નામે નાનો પર્વત પણ આ જિલ્લામાં આવેલો છે.

**નદીઓ**:—પહાડોમાંથી વહેતા પાણીના પ્રવાહને નદી કહે છે. નદી હંમેશાં નીચાણ તરફ વહે છે. આ જિલ્લામાં **સિંધુ નદી** સૌથી મોટી નદી છે. તેનું મૂળ ઉત્તરમાં ઘણે દૂર આવેલા હિમાલય પર્વત ઉપર છે, એ પર્વતમાંથી નીકળતી બીજી નદીઓ–ગંગા જમના–જેવી આ નદી પણ પવિત્ર મનાય છે. પહેલાંના ઋષિ–મુનિઓ સિંધુને કાંઠે વસી તપ કરતા હતા. આ નદી અરબી સમુદ્રને ઘણે ફાંટે મળે છે. તે ૧૮૦૦ માઈલ લાંબી અને લગભગ એક માઈલ પહોળી છે. તેના નામ ઉપરથી પ્રાંતનું નામ સિંધ પ્રાંત અને દેશનું નામ હિંદુસ્તાન પડયું છે. તેમાં વરસમાં બે વખત પૂર આવે છે. એક વાર ચોમાસામાં વરસાદને લીધે અને બીજી વાર હિમાલય ઉપરનો બરફ પીગળવાથી: આ નદીમાં બીજી ઘણી નદીઓનું પાણી આવી મળે છે, તેથી તેમાં બારે માસ પુષ્કળ પાણી રહે છે.

સિંધુ નદીમાં કાયમ બહુ પાણી રહેતું હોવાથી તેમાંથી ઘણી નહેરો ખોદાવવામાં આવી છે અને તે નહેરો વાટે એ પાણી આસપાસના મુલકમાં ખેતીના ઉપયોગ સારૂ લઇ જવામાં આવે છે. હાલમાં સખ્ખર પાસે સિંધુ નદીમાંથી આસપાસના પ્રદેશમાં પાણી લઈ જવા વાસ્તે એક મોટો બંધ બાંધવાનું કામ સરકાર તરફથી ઉપાડવામાં આવ્યું છે. એ બંધને **સક્કરબેરેજ** કહે છે.

આ નદી વહેતી વહેતી જિલ્લાના દક્ષિણ ભાગમાં આવે છે ત્યાં એના પાણીનો વેગ ધીમો પડી જાય છે, તેથી તેમાં ઘસડાઇ આવેલી માટી તથા કાંપ ત્યાં ઠરી જાય છે અને નવી જમીન બને છે. આવી રીતે બનેલી જમીનને ડેલ્ટા કહે છે. **કેટીબંદર મહાલ** એક ડેલ્ટા છે.* તેની જમીન ઘણી રસાળ છે. સિંધુ નદી તેની બન્ને બાજુએ થઇને બે ફાંટા વડે અરબી સમુદ્રને મળે છે.

**હુબ નદી:**—આ નદીનું મૂળ બલુચિસ્તાનમાં છે અને તે કરાચી જિલ્લાની પશ્ચિમ સરહદ ઉપર થઇને વહે છે. આ નદીમાં ઘણા ખાડા છે અને તેમાં કાયમને માટે પાણી ભરાઈ રહે છે. આજથી લગભગ ૭૮ વરસ પહેલાં ખાનબહાદૂર મુરાદખાને આ નદીમાં બંધ બાંધી તેનું પાણી ખેતીના કામમાં લેવા માટે ત્રણ લાખ રૂપીઆના ખર્ચે ૧૫ ફુટ ઉંચો અને ૮૦૦ ફુટ લાંબો એક બંધ બાંધ્યો હતો; પણ નદીમાં જબરૂ ઘોડાપૂર આવવાથી તે તરતજ તૂટી ગયો હતો.

* તે સવાસો માઈલ લંબાઇના કિનારાનો ત્રિકોણાકાર પ્રદેશ છે.

**બારન નદી:**—ઉત્તરના ઉચ્ચ પ્રદેશ કોહિસ્તાનમાંથી નીકળી માઝાંદ ને કોટ્રી તાલુકામાં વહી સિંધુ નદીને મળે છે.

**મોહન નદી:**—રતીકોટ આગળથી નીકળી માઝાંદ મહાલમાં સિંધુ નદીને મળે છે. તેના ઉપર સન સ્ટેશન છે.

**લ્યારી નદી:**—પશ્ચિમના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી કરાચી પાસે અરબી સમુદ્રને મળે છે.

**મલીર નદી:**—તે પશ્ચિમના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ગીસરી આગળ અરબી સમુદ્રને મળે છે.

જે નદીઓ લંબાઇમાં નાની હોય છે અને જેના મૂળ પાસે પાણીનો વધારે જથો હોતો નથી, તેવી નદીઓમાં માત્ર ચોમાસાંમાંજ પાણી રહે છે. ઉનાળા-શિયાળામાં તે સુકાઈ જાય છે. આવી સુકી નદીઓને સિંધમાં નઈ કહે છે.

**નહેરો:**—આ જિલ્લામાં વરસાદ થોડો વરસે છે તેથી ખેતરોને પાણી પુરૂં પાડવા માટે ઘણી નહેરો ખોદાવવામાં આવી છે.

**કલરી નહેર:**—ઠઠ્ઠા અને મીરપુર સાકરા તાલુકામાં વહે છે. તેના ઉપર ગુજો, નારેજા અને બાબરા ગામ છે.

**બગાર નહેર:**—ઠઠ્ઠા અને મીરપુર સાકરા તાલુકામાં વહે છે. તેના ઉપર પીરપઠો, ગુલામલા, મીરપુરસાકરા, ટાંકા અને બુહારા ગામો છે.

**હજામરો કે ઓચતો નહેર:**—ઘોડાબારી તાલુકામાં ને કેટીબંદર મહાલમાં વહે છે.

**ખાન્ટો નહેરઃ**—શાહબંદર તાલુકામાં વહે છે. તેના ઉપર શાહબંદર, માછી અને ગુગડો ગામ છે.

**સત્તા નહેરઃ**—શાહબંદર તાલુકામાં વહે છે તેના ઉપર લાંડીજી, લાંઢી ને કોઢી ગામ છે.

**પીંજારી નહેરઃ**—સુજાવલ, મીરપુરભઠોરા અને જાતિ તાલુકામાં વહે છે. જાતિ તાલુકામાં આ નહેરને **ગુગડો** કહે છે. તેના ઉપર મુગલભીમ, સુજાવલ, મીરપુર ભઠોરા, દરો, બનો, લાયકપુર, અટલશાહ, બુઢોટાલપુર, મુલા, બુહાર અને વાસુશાહ ગામો આવેલાં છે. આ નહેર કરાચી જિલ્લામાં સૌથી મોટી છે.

આ સિવાય **મલહ અને મુટની**, ફતેહવાહા અને મહમુદોવાહા નામે નાની નહેરો છે. આ બધી નહેરો કરાચી જિલ્લાની ખેતીને આબાદ રાખે છે.

---

## પ્રશ્નો

પર્વતો માણસને શું કામના છે? ઓડાપહાડ અને શિખર કોને કહેવાય? નકશામાં જોઇને કરાચી જિલ્લાના પહાડો બોલો? મકલી ટેકરી શાને માટે પ્રખ્યાત છે? નદીને અને પહાડને શો સંબંધ છે? સિંધુ નદી કરાચી જિલ્લાને શો ફાયદો કરે છે? નકશામાં જોઇને સિંધુને મળનારી નદીઓનાં નામ બોલી બતાવો. ડેલ્ટા કોને કહે છે? અને તે શી રીતે બને છે? નદીઓ માણસને શું કામની છે? કેવી નદીઓમાંથી નહેરો ખોદાવી શકાય? નદીઓ અને નહેરનો સંબંધ સમજાવો? આ જિલ્લામાં વધારે નહેરો હોવાનું શું કારણ છે?

**ભૂમિરચનાઃ**—ભૂમિ એટલે જમીનઃ તેની રચના રેતી, કાદવ, મટોડી, કાંકરા, ધૂળ વગેરેથી થએલી છે.

વરસાદ, પવન, ગરમી, ઠંડી વગેરે કુદરતી કારણોથી પર્વતો ઘસાય છે અને તેમાંથી છૂટા પડેલા નાના પથરા, મરડીઆ, રેતી વગેરે નદી નાળાંના પાણીથી ઘસડાઈ જઈ નીચાણવાળા ભાગમા કાંપરૂપે ઠરી રહે છે. આવી કાંપવાળી જમીન ખેતીને માટે બહુ ઉપયોગી થઈ પડે છે. કરાચી જિલ્લાના મધ્ય અને દક્ષિણ ભાગની કેટલીક જમીન આવી રીતે બનેલી છે. તે ઘણે ભાગે કાળી અને ગોરાડુ છે.

સિંધુ નદી ઉંચા પ્રદેશ ઉપરથી નીચા પ્રદેશ ઉપર વહે છે, એટલે તેના પાણીના વેગથી કેટલીક વખત જમીન ખોદાઈ જાય છે અને કાંઠા ઉપરનાં ગામોને નુકસાન થાય છે. કેટલાક સમયથી આ નદીનો પ્રવાહ પશ્ચિમ તરફ બદલાતો જાય છે, તેથી પૂર્વના ભાગોની ભૂમિરચનામાં ફેરફાર થયો છે.

આ જિલ્લાના પૂર્વ અને દક્ષિણ ભાગમાં નાનું મેદાન છે. એની નજીક રણનો પ્રદેશ હોવાથી તે રેતાળ છે. ઘણાં વર્ષ ઉપર એ મેદાનની જગાએ દરિયો હતો; પણ ધરતી કંપના× આંચકાથી તે જગા ઉંચી થઈ જવાને લીધે ત્યાંથી

× ધરતીકંપ એટલે ધરતીનું ધ્રુજવું. આ પૃથ્વીમાં ઘણી ઉંડાઇએ સખત ગરમ રસ રહે છે. ખાણો, કૂવા વગેરે ખોદનારાઓને માલૂમ પડે છે કે જેમ જેમ તેઓ જમીનના પડમાં નીચે ઉતરતા જાય છે, તેમ તેમ ગરમીનું પ્રમાણ તેમને વધુ સમજાતું જાય છે. એ ગરમી જ્યારે બહાર નીકળવાનું બળ કરે છે, ત્યારે જમીનને ઉથલપાથલ કરી દે છે. કોઈ જગાએ જમીનમાં જબરા ખાડા પડી જાય છે, તો કોઈ જગાએ જમીન ઉંચી આવીને ટેકરો બની જાય છે. આવા ધરતીકંપથી બહુ નુકસાન થાય છે. જમીનને ગરમીના આંચકા લાગવાથી તેમાં ફાટ પડે છે અને તેથી ઘણાં ગામો નાશ પામે છે તથા સેંકડો પ્રાણીઓ માર્યાં જાય છે,

પાણી ખસી ગયું અને તે જમીન મેદાન જેવી થઈ રહી. કુદરતમાં ફેરફાર થયા જ કરે છે.

**સરોવરો:**—ધરતી કંપના આંચકાથી પૃથ્વી ઉપર કેટલીક જગાએ મોટા ખાડા પડી જાય છે; તેમાં વરસાદનું કે નદીઓનું પાણી ભરાઈ રહીને મોટાં સરોવરો બને છે. આ જિલ્લામાં મુખ્ય સરોવરો ત્રણ છે (૧) **કંજોરી** (૨) **હાલેજી** અને (૩) **સોનારી:** આ ત્રણે સરોવરો ઠઠ્ઠા તાલુકામાં સિંધુ નદીની પાસે આવેલાં છે. જ્યારે નદીમાં પૂર આવે છે, ત્યારે વહેળાઓ વાટે આ સરોવરો ભરાઇ જાય છે. આ સરોવરોને ઢંઢ કહે છે.

**ઉના પાણીના કુંડ:**—જમીનના પડની નીચે રહેલી સખત ગરમીને લીધે કોઇ કોઇ ઠેકાણાના ગરમ ખડકોમાંથી ઉના પાણીનાં ઝરણો ફુટી નીકળે છે. આ જિલ્લાના માઝાંદ મહાલમાં લક્કી પાસેની પહાડી ટેકરીઓમાં ગરમ પાણીનાં ઝરણ છે, તે સ્થળને **ધારાતીર્થ** નામથી ઓળખવામાં આવે છે. ચામડીનાં દર્દોવાળાં માણુસોને એ પાણીમાં નહાવાથી દર્દો જતાં રહે છે. કરાચીની પાસે આવેલા **મગંપીર**માં પણ ઉના પાણીનાં કુંડ છે. આવા કુદરતી રીતે બનેલા ગરમ પાણીના કુંડ જોઈ આપણને ઈશ્વરની અદ્ભુત કળા તરફ માન પેદા થાય છે.

**રણ:**—કરાચી જિલ્લાના અગ્નિ ખુણામાં રેતીનું જે મેદાન છે, તે એક નાના રણ જેવું લાગે છે. રણમાં વનસ્પતિ હોતી નથી, તેમ જ ખેતીને લાયક જમીન નહિ હોવાથી વસ્તી પણ વધુ હોતી નથી. જ્યાં જિંદગીની અનુકૂળતા ઓછી હોય ત્યાં વસ્તી ઓછી જ હોય. આ

પ્રદેશમાં માણસો ઊંટ ઉપર મુસાફરી કરે છે. રણમાં જ્યારે સૂર્યનો તાપ પડે છે, ત્યારે ઉનાળામાં બપોરના વખતે મૃગ-જળ અથવા ઝાંઝવાનું પાણી દેખાય છે. એ પાણી જોઈને ભૂલાં પડેલાં હરણો, જનાવરો તથા મુસાફરો તે તરફ જવા લલચાય છે, પણ તેમાં આખરે ઠગાય છે. રણ માણસને ઉપયોગનાં નથી.

## પ્રશ્નો

કરાચી જિલ્લાના દક્ષિણ ભાગની જમીન કેવી છે? એ જમીન શી રીતે બની છે? નકશામાં જોઇને આ જિલ્લાનું મેદાન બતાવો? આ મેદાન કેવી રીતે બન્યું છે? માણસને તે શા ઉપયોગનું છે? પૃથ્વી ઉપર સરોવરો શી રીતે બને છે તે કહો. કરાચી જિલ્લાનાં સરોવરોમાં કયાંથી પાણી આવે છે? ઉના પાણીનાં ઝરણ શી રીતે નીકળે છે? કરાચી જિલ્લાના ઉના પાણીના ઝરણોની જગાઓ નકશામાં બતાવો? એ પાણીમાં શું ગુણ છે તે કહો. કરાચી જિલ્લાનો નકશો દોરો અને તેમાં પહાડી ભાગ, ફળદ્રૂપ જમીન અને સરોવરો જુદા જુદા રંગથી બતાવો. કરાચી જિલ્લાનો માટીનો નકશો બનાવો અને તેમાં ઉંચી નીચી જમીન બનાવો.

**રસ્તાઓ:**—માણસ એક ગામથી બીજે ગામ ચાર રસ્તે જઈ શકે: (૧) પગ રસ્તે, (૨) આગગાડીને રસ્તે, (૩) દરિઆઇ રસ્તે, અને (૪) હવાઈ વિમાનને રસ્તે: કરાંચી જિલ્લામાં વેપારને માટે અને વહેવારને માટે આ ચારે રસ્તાઓનો ઉપયોગ થઈ શકે છે.

**પગ રસ્તો:**—આ જિલ્લાના દક્ષિણ ભાગમાં રેલવે ન હોવાથી વેપાર તથા વહેવારનાં બધાં કામો પગરસ્તે થઇ શકે છે. આવા પગ રસ્તા અહિં આઠ છે. (૧) કરાંચીથી

મલીર, પીંપરી, જુંગશાહી થઇ કોટ્રી જવાનો. (૨) મુગલભીમથી મીરપુરભઠોરા, ઝરખ, કોટ્રી થઈ થાણો બુલાખાન જવાનો (૩) કરાંચીથી મલીર, ધારો, ગુલામલા, હસનશાહ થઇ મુગલભીમ જવાનો (૪) કરાચીથી મલીર, ધારો, મીરપુરસાકરા, બુહાર, કોટ્રીઅલારખ્યો થઇ કેટી બંદર જવાનો. (૫) ઠઠ્ઠાથી ગુલામલા થઇ મીરપુરસાકરા જવાનો (૬) શાહબંદરથી સુજાવલ, મીરપુરભઠોરા, ઝરખ થઈ કોટ્રી જવાનો (૭) કરાચીથી મલીર, જુંગશાહી, ઠઠ્ઠા થઈ શાહબંદર જવાનો (૮) ઠઠ્ઠાથી ઝરખ થઇ કોટ્રી જવાનો.

આ પગ રસ્તાઓથી ઠઠ્ઠાને માર્ગે કચ્છમાં જવાય છે, થાણો બુલખાનને માર્ગે સેવાન જવાય છે અને કરાંચીથી સોનમીયાણી જવાય છે.

**આગગાડીનો રસ્તો**:–કરાંચી જિલ્લામાં એન. ડબ્લ્યુ. રેલવે છે. એન. ડબલ્યુ. એટલે નોર્થ વેસ્ટર્ન રેલવે અને તેનો ગુજરાતી અર્થ "ઉત્તર અને પાશ્ચમ તરફની રેલવે" એવો થાય છે. આ રેલવે ઉત્તરમાં પંજાબ અને બલુચિસ્તાન તરફ જાય છે, માટે તે ઉત્તરરેલવે કહેવાય છે. અને હિન્દુસ્તાનની છેક પશ્ચિમ સરહદ ઉપર દોડતી હોવાથી પશ્ચિમ રેલવે એવું નામ પડયું છે. કરાચીથી કોટ્રી થઈને લક્કી સુધી આગગાડીને રસ્તે જઈ શકાય છે. ગુજરાત તથા મારવાડનો બધો વેપાર આ રસ્તે ચાલે છે.*

---

* **કરાંચી જિલ્લાનાં રેલવે સ્ટેશનો**:—કરાચીસીટી, કરાચી કેમ્પ, ડ્રીગરોડ, મલિર, લાંઢી, પીપરી, દાબેચી, રણપીટાની જુંગશાહી, જંપીર, બોલારી, કોટ્રીજંકશન, પેટારો, ઉનડપુર, બુઢાપુર, ગોપાંગ, માન્ઝાંદ, સન, આમરી. લક્કી.

પહેલાંના વખતમાં જ્યારે રેલવેની સગવડ નહોતી ત્યારે વણઝારાઓ પોઠીઆઓની પીઠ ઉપર માલ લઈજતા-લાવતા, રસ્તામાં તેમને ઘણી ઘણી અડચણો પડતી, સમય બહુ લાગતો, ચોર લુંટારાની બીક રહેતી, નદીઓ ઉપર પૂલની સગવડ ન હોવાથી ચોમાસામાં મુસાફરી થઈ શકતી નહિ. મોટી નદીઓમાં હોડીઓ અને વહાણો ચાલતાં; પણ તેમને દરિયામાં લુંટ કરનારા ચાંચીઆઓની બીક રહેતી. વળી પવન અનુકુળ ન હોય ત્યારે એ વહાણો અટકી પડતાં. રેતાળ દેશોનો વેપાર ઊંટથી ચાલતો. પણ તેમાં અડચણો નડતીઃ અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી આ બધી અડચણો નાશ પામી છે. હાલ મોટાં શહેરોમાં જવા માટે આગગાડી થઈ છે. અને નાનાં ગામોના રસ્તાઓ પાકી સડકોથી બંધાવા લાગ્યા છે. નદી નાળાંઓ ઉપર પૂલો થયા છે તથા* પતણની સગવડ થઈ છે. અને દરિયામાં મોટી આગબોટો ફર્યા કરે છે.

**દરિયાઇ રસ્તોઃ—**આ જિલ્લાની દક્ષિણે દરીઓ આવેલો હોવાથી વેપારને સારી સગવડ મળી છે. કરાચી બંદરના બારામાં દેશપરદેશથી મોટી આગબોટો આવે છે અને કરોડો રૂપીઆના માલનો વેપાર ચાલે છે.

સિંધુ નદીમાં ઘણે દૂર સુધી વહાણો ફરી શકે છે, તેથી જિલ્લાના મધ્ય ભાગનો કેટલોક વેપાર એ રસ્તે પણ ચાલે છે, સિંધુના કાંઠા ઉપર જે બાવળોનું જંગલ છે,

---

* પગરસ્તે જતાં જે ઠેકાણે સિંધુ નદી વહાણોમાં બેસી ઓળંગી શકાય તેને **પતણ** કહે છે. આ જિલ્લામાં કોટ્રી, ઠઠ્ઠા, કેટીબંદર અને ઝરખ પાસે પતણ છે.

તેનાં લાકડાં તે નદી વાટે વહાણમાં કેટી બંદરે આવે છે અને ત્યાંથી રેલવે રસ્તે પરદેશ ચડે છે.

કરાંચીથી કેટી બંદર જવું હોય તો ગીસ્રી બંદરથી વહાણમાં બેસવું પડે છે.

**હવાઈ માર્ગ:**—આકાશમાં વિમાનવડે જે વહેવાર ચાલે તે હવાઈ માર્ગ કહેવાય. હાલમાં આ જિલ્લાનું કરાચી શહેર હવાઈ માર્ગનું મથક થયું છે. વિલાયત–ઇંગ્લાંડથી હવાઇ માર્ગે કરાંચી ટપાલ આવે છે. અને તેને માટે દીગ-રોડનું સ્ટેશન ઠરાવવામાં આવ્યું છે.

**સમુદ્ર:**—આ જિલ્લાની દક્ષિણ બાજુએ જે દરિયો છે તેને અરબીસમુદ્ર કહે છે. તેનું પાણી વરસાદના પાણી જેવું ચોખ્ખું નથી, તેમજ વજનમાં પણ ભારે છે. તે સ્વાદે ખારૂં છે. સમુદ્રને મળનારી નદીઓ જમીન ઉપરથી જે ખાર ઘસડી લાવે છે, તે દરીઆમાં એકઠો થયા કરે છે. સૂર્યના તાપથી પાણીની વરાળ થાય છે, તેમાં ચોખ્ખું પાણી જ વપરાઈ જાય છે. ખાર તો દરિયાને તળીએ જેમનો તેમ પડયો પડયો વધે છે અને તેથીજ અગરીઆઓ દરિયાના પાણીમાંથી મીઠું પકાવે છે.

**સમુદ્ર કિનારો:**—અરબી સમુદ્રનો કરાચી જિલ્લાને લગતો કિનારો ઘણો ખાંચાખુંચીવાળો તથા ઊંડો હોવાથી વેપારને ઘણી સગવડતા મળે છે. કરાચી બંદરના બારામાં મોટી આગબોટો અને વહાણો સહેલાઇથી દાખલ થઇ શકે છે. નકશા સામે જોવાથી આ કિનારાની જમીનની પશ્ચિમ તરફની એક લાંબી અણી દરિયાના પાણીમાં ગએલી તમને

જણાશે. એ જમીનની અણીને **માંઝભૂશિર** કહે છે. એ માંઝભૂશિર ઉપર એક **દીવાદાંડી** ગોઠવેલી છે. તેમાં દરરોજ રાત્રે દીવો કરવામાં આવે છે. રાત્રે દરિયામાં ફરતાં વહાણોને કિનારાનું ભાન રહે એટલા માટે એ દીવાની ગોઠવણ કરેલી હોય છે. દીવાદાંડીનો દીવો ફરતો રાખવામાં આવે છે; કારણ કે ખલાસીઓ તેને આકાશનો કોઇ સ્થિર તારો સમજી ભૂલાવામાં પડી જાય નહિ.

**બેટ:**—માંઝભૂશિરથી થોડે દૂર કિનારા ઉપર **મહારીપુરના** મીઠાના અગરો આવેલા છે. અને તે પછી **મનોરા બેટ** આવે છે. કરાચી જિલ્લામાં આ એકજ બેટ છે. અંગ્રેજ સરકારનું લશ્કર પહેલવહેલું સિંધમાં દાખલ થતી વખતે આ બેટ ઉપર ઉતારવામાં આવ્યું હતું. તેમાં આગબોટો રીપેર કરવામાં આવે છે. એ બેટ ઉપર એક દીવાદાંડી છે, તેમજ બ્રેકવોટર× અને મજબુત કિલ્લો છે.

**ખાડીઓ:**—કરાચી જિલ્લાનો દરિયા કિનારો ખાંચાખુંચીવાળો હોવાથી તેનું ખારૂં પાણી જમીનની અંદર આઘે સુધી જઇને નાના અખાત જેવું બને છે, તેને **ખાડી** કહે છે. મોટી નદીઓના મુખ આગળ કેટલેક ઠેકાણે આવી ખાડીઓ બનેલી હોય છે; પણ દર વર્ષે નદીઓનો કાંપ આવી આવીને ઠરવાથી તે ખાડીઓ પુરાતી જાય છે.

---

× કેમારી અને મનોરાની વચ્ચે દરિયાની ખાડીમાં પાણીનાં મોટાં મોજાં આગળ દરિયામાં પત્થરની એક જબરી દિવાલ બાંધી છે, તેને બ્રેકવૉટર કહે છે.

**ગીજરીની ખાડીઃ**—મલીર નદી દરિયાને મળે છે, ત્યાં મુખ આગળ આ ખાડી આવેલી છે. તેના ઉપર ગીજરી ગામ છે.

**શીર ખાડીઃ**—પીજારી નહેરના મુખ આગળ આ ખાડી છે, તેમાં ભરતી વખતે દરિયાનું પાણી ઘણે દૂર સુધી જાય છે.

**કોરી ખાડીઃ**—શીર ખાડીથી પૂર્વમાં આ ખાડી આવેલી છે. ત્યાં કરાચી જિલ્લાની હદ પૂરી થાય છે.

---

## પ્રશ્નો

સમુદ્ર માણુસને શું ઉપયોગનો છે? કરાચી જિલ્લાના પગ રસ્તા બોલો, તથા પહેલાના વખતમાં મુસાફરોને શી શી અડચણો નડતી હતી તે કહો. આ જિલ્લામાં કઈ રેલવે ચાલે છે? કરાચીથી રણુપીટાની જતાં રસ્તામાં કયાં સ્ટેશનો આવે? દરિયાને તળીએ ખાર કેવી રીતે વધતો જાય છે? એ ખારનો શું ઉપયોગ થાય છે? કરાચી જિલ્લામાં કયાં મીઠું પાકે છે? આ જિલ્લાનો દરિયાકિનારો કેવો છે? એ કિનારાથી જિલ્લાને શું લાભ થાય છે? ભૂશિર કોને કહેવાય? નકશામાં આ જિલ્લાની ભૂશિર બતાવો. દીવાદાંડી એટલે શું? શા માટે દીવા દાંડી રાખવામાં આવે છે? નકશામાં કરાચી જિલ્લાનો બેટ બતાવો. આ બેટ ઉપર શું શું જોવા જેવું છે તે બોલો. ખાડી કોને કહેવાય? કાળા પાટીઆ ઉપર કરાચી જિલ્લાનો નકશો દોરી તેમાં કિનારા ઉપરની ખાડીઓ દોરોઃ ખાડીની લંબાઈ દોરીથી માપો અને લંબાઈના પ્રમાણમાં તે ખાડીઓને નંબરો આપો.

**આબોહવાઃ**—કોઈ પણ દેશની ભૂગોળ આપણે શીખતા હોઈએ, ત્યારે તે દેશના હવા-પાણી કેવાં છે તે

આપણે જાણવું જોઈએ. આ જિલ્લાની પાસે દરિયો આવેલો છે, તેથી દરિયા કિનારાના ભાગમાં હવા બહુ ભેજવાળી નહિ, તેમ બહુ ગરમ નહિ; તેવી મધ્યમ હોય છે. કિનારાથી દૂર પ્રદેશમાં ઉનાળામાં વધારે ગરમી અને શિયાળામાં વધારે ઠંડી પડે છે. કોહિસ્તાન મહાલ ઉચ્ચ પ્રદેશ હોવાથી તેનો હવા ઘણી સારી છે, પણ ત્યાં પાણીની તંગી હોવાથી હવા ખાવાના સ્થળ તરીકે તેનો ઉપયોગ થતો નથી. હવામાંની ગરમી તથા ભીનાશ ઉપર દેશના પાક, ખનીજ, જનાવરો, ઘાસચારો, માણસોની ટેવો વગેરેનો આધાર છે. કરાંચી જિલ્લાની હવા સૂકી હોવાથી અમદાવાદ કે મુંબઈના જેવી કાપડ વણવાની મીલો અહિં ઉભી થઈ શકતી નથી; કારણકે લુગડાં વણવામાં સુતરનો તાર તૂટે નહિ તે માટે હવામાં ભીનાશ હોવાની જરૂર છે; તે ભીનાશ અહિંની હવામાં મળતી નથી. અહિં તો સખત તાપ પડે છે.

દરેક ઠેકાણે કેટલો તાપ પડે છે, તે માપવાના યંત્રને (થર્મોમિટર) ગરમીમાપકયંત્ર કહે છે, કોઈ માણસને તાવ આવ્યો હોય, ત્યારે દાક્તર કાચની નળી જેવું જે યંત્ર દરદીની બગલમાં કે મોઢામાં મૂકીને તાવ માપે છે, તે યંત્રના જેવું હવામાંનો તાપ માપવાનું યંત્ર હોય છે. એ યંત્ર વડે સરકાર જુદી જુદી જગાએ પડતા તાપનું માપ લેવડાવે છે અને હવામાં જુદે જુદે ઠેકાણે કેટલો તાપ પડે છે, તે જાહેર કરે છે. આ જિલ્લાના મધ્ય ભાગમાં ઉનાળામાં ૧૧૫ ડીગ્રી તાપ પડે છે.

**વરસાદ:**—માણસની જિંદગીનો આધાર **વરસાદ**

ઉપર છે, તેથી વરસાદની હકીકત જાણવાની જરૂર છે. ઉનાળાના સખત તાપથી નદીઓ, સરોવરો અને સમુદ્રોનાં પાણીનો વરાળ થઇ ઉંચે ચઢે છે, તેની જગાએ દરિયાની ઠંડી, ભેજવાળી, ઘટ્ટ હવા ધસી આવે છે એ ભેજવાળી હવાનાં વાદળાં બંધાય છે અને તે જેમ જેમ ઠંડાં પડે છે, તેમ તેમ વરસાદરૂપે નીચે આવે છે.

આ જિલ્લામાં સાધારણ રીતે વરસાદ થોડો થાય છે; કારણ કે અહિંની ગરમ હવા વરસાદનાં વાદળાંને ઠંડાં પાડી શકતી નથી. જ્યાં મોટા પહાડો અને ઘીચ ઝાડી હોય, ત્યાં વરસાદ વધારે પડે એવો નિયમ છે; પરંતુ અહિં કોઈ એવો ઉંચો પહાડ નથી, તેમજ વાદળાં ઘટ્ટ અને એવી ભીનાશવાળી હવા નથી, તેથી અહિં વધારે વરસાદ થતો નથી. ઉત્તર કરતાં દક્ષિણમાં વધારે વરસાદ થાય છે; પણ આ જિલ્લામાં સરેરાશ વધારેમાં વધારે ૮૦ ઇંચજ વરસાદ પડે છે.

દરેક ઠેકાણે કેટલો વરસાદ પડે છે, તે માપવાનું એક યંત્ર હોય છે. એ યંત્રવડે સરકાર જુદી જુદી જગાએ પડતા વરસાદનું માપ લેવડાવે છે,

**જનાવરોઃ**—દરેક જિલ્લાનાં હવાપાણી, ટાઢતાપ, અને બીજી રચના પ્રમાણે તે જિલ્લામાં જનાવરો હોય છે. ગાય, ભેંશ, બળદ, ઘેટાં, બકરાં, ઘોડા, ઊંટ, ગધેડાં વગેરે જનાવરો અહિં સર્વ ઠેકાણે જોવામાં આવે છે. આ જિલ્લાના રેતાળ ભાગમાં ઊંટ અને ગધેડાં વિશેષ જોવામાં આવે છે. કોહિસ્તાન મહાલમાં લોકો ઘેટાં તથા બકરાંને પાળે છે

અને તેનો વેપાર ચલાવે છે. કેટીબંદર મહાલમાં ગાયો અને ભેંસોની છત વધારે છે.

વસ્તીમાં રહેતાં ઉપર જણાવેલાં જનાવરો સિવાય શિયાળ, સસલાં, હરણ, રોઝ વગેરે જનાવરો ખેતરમાં હોય છે અને તે પાકને નુકસાન કરે છે. તે ઉપરાંત જંગલોમાં જંગલી બિલાડા, શાહુડી, વણીઅર વગેરે જનાવરો કોઈ કોઇ ઠેકાણે હોય છે.

**વસ્તી**:—આ જિલ્લામાં સિંધીઓની, મુસલમાનોની, ગુજરાતીઓની, પારસીઓની, દક્ષિણીઓની, દેશીખ્રિસ્તિઓની અને યુરોપીઅનોની વસ્તી છે. સિંધીઓમાં ઘણી પેટાકોમો આવેલી છે; જેવી કે: સિંધી, પંજાબી, નસરપુરી, પુષ્કરણા બ્રાહ્મણ, સારસ્વત બ્રાહ્મણ, સિંધી વાણીઆ, સાતા, બ્રહ્મક્ષત્રિય, ભાઇબિંધ, ઠકુાઇઆમિલ, હૈદ્રાબાદીઆમિલ, વગેરે: આ બધી કોમોમાં આમિલકોમ કેળવણી અને સુધારામાં વધારે આગળ પડતી છે.

પારસીઓની વસ્તી અહિં થોડી છે; પણ તેઓ હોંશિયાર, ચતુર અને સાહસિક છે. અહિંના ભાટીઆઓ અને લુહાણાઓ વેપારમાં આગળ પડતા છે. મારવાડમાંથી વેપાર કરવા આવેલા મારવાડીઓ હિંમતવાળાને કુશળ છે. વસ્તીનો પોણો ભાગ મુસલમાનોનો છે. ગુજરાત કાઠીઆવાડમાંથી જે લોકો ધંધા–નોકરી અર્થે આવી વસેલા છે, તેઓ પોતાના દેશની ભાષા, રિતરિવાજ અને પહેરવેશ રાખી રહ્યા છે. અહિંના બીજા હિન્દુઓ મુસલમાનોના જેવો પહેરવેશ પહેરે છે.




ભાષાઃ—આ જિલ્લાની સામાન્ય ભાષા સિંધી છે. તે ભાષાના મુખ્ય બે ભાગ પડી શકે છે (૧) અરબીસિંધી અને (૨) વાણીઆસિંધી. તેમની લખવાની લિપિ જુદી છે. જ્યાં જ્યાં ગુજરાતીઓ વસેલા છે, ત્યાં ત્યાં ગુજરાતી ભાષા વપરાય છે, મુસલમાનો સાધારણ રીતે ઉર્દુ ભાષા પણ વાપરે છે. દક્ષિણી લોકો પોતાની મરાઠી ભાષાનો ઉપયોગ કરે છે. મારવાડીઓ મારવાડી ભાષા વાપરે છે, કચ્છીઓ કચ્છી ભાષા બોલે છે, અને રાજકાજનાં કામોમાં અંગ્રેજી ભાષા વપરાય છે.

**ધર્મ**—મુખ્ય ધર્મ પાંચ છે (૧) હિન્દુ, (૨) મુસલમાની, (૩) જરથોસ્તી, (૪) જૈન, અને (૫) ખ્રિસ્તિ.

**હિન્દુ ધર્મ**:—આ ધર્મના ઘણા ફાંટા છે. તેમાં શૈવ, વૈષ્ણવ, સ્વામિનારાયણ મુખ્ય છે.

**મુસલમાની ધર્મ**:—આ ધર્મના સ્થાપનાર હજરત મહંમદ પેગંબર સાહેબ છે. તેમના ધર્મનું પુસ્તક કુરાન છે. તેમનામાં સિયા અને સુન્ની એવા ભેદ છે.

**જરથોસ્તી ધર્મ**:—પારસીઓ આ ધર્મ પાળે છે. તેઓ મૂળ ઈરાન દેશના વતનીઓ છે. ત્યાંથી આણેલા પવિત્ર અગ્નિનું તેઓ પૂજન કરે છે. તેમના ધર્મમંદિરને અગીઆરી કહે છે.

**જૈનધર્મ**:—શ્રાવક લોકો જૈનધર્મ પાળે છે, તેમના રીતરિવાજ હિન્દુઓ જેવા છે. આ ધર્મમાં જીવદયા મુખ્ય છે. તેમનામાં શ્વેતાંબરી, દીગંબરી એવા ભેદ છે.

**ખ્રિસ્તિધર્મ**:—યુરોપીઅનો આ દેશમાં આવ્યા પછી તેમના સંબંધમાં આવેલા કેટલાક માણસો ખ્રિસ્તિધર્મ પાળવા લાગ્યા છે, તેઓ જીસસક્રાઇસ્ટિને માને છે. તેમનું ધર્મપુસ્તક બાઇબલ છે.

---

## પ્રશ્નો

કરાંચી જિલ્લાની હવા કેવી છે? શા માટે આ જિલ્લામાં લુગડાં વણવાની મીલો થતી નથી? અહીં કેટલો તાપ પડે છે? હવામાંનો તાપ શી રીતે જાણી શકાય છે? આ જિલ્લામાં વરસાદ થોડો થાય છે, તેના કારણો બોલો. કરાંચી જિલ્લાનાં મુખ્ય જનાવરો કયાં કયાં છે? અહિં ઊંટ અને ગધેડાં કેમ વધુ નજરે પડે છે? કરાંચી જિલ્લાની વસ્તીમાં કઈ કઈ જાતો છે? આ જિલ્લામાં કઇ કોમો સુધારામાં આગળ પડતી છે? અહિં બોલાતી ભાષાઓ કાળા પાટીઆ ઉપર લખો. આ જિલ્લાની વસ્તી કયા કયા ધર્મો

પાળે છે? મુસલમાનોના ધર્મપુસ્તકનું નામ બોલો. ખ્રિસ્તિઓ કયા દેવને માને છે? તેમના ધર્મપુસ્તકનું નામ શું?

**પેદાશઃ**—આ જિલ્લાની પેદાશના ચાર ભાગ પડી શકે છેઃ (૧) ખેતીની પેદાશ, (૨) જંગલની પેદાશ, (૩) દરઆઇ પેદાશ અને (૪) ખનીજની પેદાશ.

**ખેતીની પેદાશઃ**—આ જિલ્લામાં વરસાદ ઓછો હોવાથી ખેતીનો સઘળો આધાર નદીઓ અને નહેરોના પાણી ઉપર છે. સિંધુ નદીના કિનારા ઉપરના ભાગોમાં ચોખા, ઘઉં, બાજરી, શેરડી, કઠોળ વગેરે થાય છે. છેક દક્ષિણે દરિયાકિનારે નાળીએર થાય છે. કરાંચી તાલુકામાં શાકભાજી અને ગરમ પ્રદેશ જેને માફક આવે એવો મેવો ( કેળાં, નારંગી, દાડમ, અંજીર તડબુચ વગેરે ) ઉત્પન્ન થાય છે. સુજાવલ તાલુકામાં ક્યારીની જમીનમાં ડાંગરનો પાક પુષ્કળ થાય છે. એ ડાંગરના ચોખા રાતા હોય છે. પહાડી ભાગમાં ઘાસચારો ઘણો થાય છે, તેથી લોકો ઘેટાં-બકરાં ઉછેરે છે. કોટ્રી તાલુકામાં તમાકુ, અળશી, મગ અને જુવાર થાય છે. કોહિસ્તાન મહાલમાં મકાઈ પાકે છે. તથા જુવાર પણ થાય છે.

**જંગલની પેદાશ**ઃ—સિંધુ નદીના જમણા અને ડાબા * કાંઠા ઉપર ચાર ચાર, પાંચ પાંચ માઈલ સુધી

---

* નદીના જમણા-ડાબા કાંઠાને ઓળખવાની રીત એવી છે કે નદીનું પાણી જે તરફ વહેતું હોય તે તરફ મોં કરીને નદી વચ્ચે ઉભા રહીએ તો જમણા હાથ તરફનો જમણો કાંઠો અને ડાબા હાથ તરફનો ડાબો કાંઠો કહેવાય છે. સિંધુને જમણે કાંઠે માઝાંદ મહાલ, કોટ્રી તાલુકો, ઠઠ્ઠા તાલુકો, ઘોડાબારી તાલુકો અને કેટીબંદર મહાલ છે અને ડાબે કાંઠે મીરપુર-બઠોરા. સુજાવલ, જાતિ અને શાહબંદર તાલુકા છે.

બાવળના ઝાડનાં મોટાં જંગલો આવેલાં છે, તેમાંથી લાકડાં અને કોલસાની પુષ્કળ પેદાશ થાય છે. એ બાવળનાં બીયાં ઢોરને ખવડાવવામાં આવે છે, તેની છાલ ચામડું કમાવવાના કામમાં વપરાય છે અને તેના પાંદડાં બકરાં તથા ઊંટ ખાય છે. લાકડાં તથા કોલસા પરદેશ ચડાવવામાં આવે છે જંગલમાં લાખ તથા ગુંદર થાય છે. કેટીબંદરમહાલમાં ઘાસચારો ઘણો થાય છે, તેથી ત્યાં લોકો ભેંસો, ગાયો, વગેરે દૂધાળાં ઢોર પાળે છે. મકલી ટેકરી ઉપર વનસ્પતિ ઊગે છે, તેમાંથી કેટલીક વનસ્પતિ દવાઓના કામમાં આવે છે.

**દરીઆઈ પેદાશ** :—આ જિલ્લામાં દરિયાના ખારા પાણીમાંથી મીઠાની પેદાશ થાય છે. **મહારીપુર**માં મીઠાના અગરો છે, તેમજ પીંજારી નહેરની શીરખાડીમાં ઘણે દૂર સુધી દરિયાનું પાણી જતું હોવાથી **શીરઘંટા** આગળ મીઠું પકાવવામાં આવે છે.

**ખનીજની પેદાશ** :—કરાચી જિલ્લાના પશ્ચિમ ભાગની પહાડી ટેકરીઓમાંથી ફટકડી, તાંબુ અને ગંધક નીકળે છે; પણ તે બહુ થોડા પ્રમાણમાં નીકળતાં હોવાથી ખોદી કાઢવામાં આવતાં નથી.

**હુન્નર ઉદ્યોગ** :—આ જિલ્લામાં મુખ્ય ધંધો ખેતીનો છે. વસ્તીનો મોટો ભાગ ખેતી કરે છે. ગામડાંના લોકો ખેતી સાથે બીજા ધંધા પણ કરે છે. કેટલાક સુતરાઉ જાડું કાપડ વણીને પોતાનું ગુજરાન ચલાવે છે. કેટલેક ઠેકાણે લાકડા ઉપર અને ધાતુ ઉપર કોતરકામ થાય છે.

આ જિલ્લામાં ચોખાની પેદાશ થાય છે; માટે ડાંગર ખાંડ-વાની નાની મીલો થઈ છે. મોટાં શહેરોમાં લોટ દળવાની મીલો છે, તેમજ આ જિલ્લામાં તેલીબીઆંની નીપજ થતી હોવાથી કેટલેક ઠેકાણે તેલની મીલો પણ છે. દરિયા કાંઠે ખારવા લોકોની એક જાત છે, તે વહાણ ચલાવંવાનો ધંધો કરે છે. ઠઠ્ઠા શહેરમાં ફૂલોમાંથી અર્ક ખેંચવાનો હુન્નર ચાલે છે, તેમજ રેશમી લુંગીઓ, સુસી વગેરે હાથવણાટનું કામ અહિં સારૂં થાય છે. કોટી તાલુકામાં દારૂ બનાવવામાં આવે છે. મીરપુરભઠોરામાં રંગનાં કાર-ખાનાં છે અને સંઘાડાઓ પોતાનો હુન્નર ચલાવે છે. આ જિલ્લામાં શેતરંજી વણવાનું, સાદડીઓ બનાવવાનું અને માટીનાં સારી કારીગરીવાળાં વાસણો ઘડવાનું કામ થાય છે. જાતિ તાલુકામાં લોકો ઘેટાં તથા બકરાં ઉછેરે છે અને તેમની ઊનના કામળા બનાવે છે. આ ઉપરાંત બીજા ઉદ્યોગોમાં છાપખાનાં, મજુરી, વેપાર અને સરકારી કે ખાનગી નોકરી છે.

**નિકાસ**:—દરેક દેશમાં જે જે પેદાશ થાય, તેમાંથી તે દેશની જરૂરિઆત કરતાં બીજી વધારાની ચીજો પરદેશ મોકલવામાં આવે છે. એ નિયમ પ્રમાણે કરાચી જિલ્લામાં ઘઉં, તેલીબીઆં, રેશમી લુંગીઓ, રંગીન ચાદરો, ઊનના કામળા, લાકડાં અને મેવો સારા પ્રમાણમાં થતો હોવાથી પરદેશ ચડાવવામાં આવે છે, વેપારનું મુખ્ય મથક કરાચી છે, અને તેનો ખાસ વેપાર અનાજ બહારગામ મોકલ-વાનો છે. આ બંદરેથી ચોખા, ઊન, તેલીબીઆં, હાડકાં, અને ચામડાં બહાર ગામ મોકલવામાં આવે છે.

**આયાત** :—બીજા દેશોમાંથી જે માલ પોતાના દેશમાં આવે તેને આયાત કહે છે. આ જિલ્લામાં લોઢાનો સામાન, કેરોસીન, કાચની ચીજો, હાથીદાંતની વસ્તુઓ, ખાંડ, દવાઓ, રમકડાં, ફટાકડા, સોનું, રૂપું, પીત્તલ વગેરે ધાતુઓ, સુતરાઉ અને ગરમ કાપડ, તથા બીજો ઘણો માલ પરદેશથી અહિં આગબોટમાં તથા આગગાડીમાં આવે છે.

---

## પ્રશ્નો

પેદાશ કેટલા પ્રકારની હોય છે? કરાચી જિલ્લાની ખેતીની પેદાશ બોલો. આ જિલ્લામાં રાતા ચોખા કયાં નીપજે છે? કરાચી જિલ્લામાં લાખ અને ગુંદર કયાં થાય છે? કેટીબંદરમહાલની નીપજ બોલો. કરાચી જિલ્લામાં મીઠું કયાં કયાં પકાવવામાં આવે છે? આ જિલ્લામાં કયા કયા ઉદ્યોગો ચાલે છે? ઠઠ્ઠાના લોકોનો ખાસ હુન્નર કયો છે? કરાચી જિલ્લામાંથી કયો કયો માલ પરદેશ મોકલવામાં આવે છે? પરદેશમાંથી કઇ કઈ વસ્તુઓ આ જિલ્લામાં આવે છે?

**રાજ્ય વ્યવસ્થા** :—આ જિલ્લામાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે. અંગ્રેજ સરકારના તાબાના મુલકને **ખાલસા** મુલક કહે છે, તેથી આ જિલ્લો ખાલસા જિલ્લો છે. તેનો વહીવટ કરવા માટે સરકારે નીચે પ્રમાણે અમલદારો નીમ્યા છે.

**મુખી અથવા પોલીસ પટેલ** :—તે ગામનો ઉપરી છે. એનું કામ ગામમાં વ્યવસ્થા અને શાંતિ રાખવાનું

છે. તે ગામમાં ગુન્હા થતા અટકાવે છે. અને કોઇ ગુન્હો બને તો તે પોલીસ થાણામાં જાહેર કરે છે.

**તલાટી**:—તે ખેડુતો પાસેથી મહેસુલ ઉઘરાવવાનું કામ કરે છે અને ઉઘરાવેલું મહેસુલ સરકારી તીજોરીમાં ભરે છે.

**તહેસીલદાર**:—તલાટીની સાથે મદદમાં રહીને મહેસુલ ઉઘરાવનાર ગામઆગેવાનને તહેસીલદાર કહે છે. એ હોદ્દો કેટલેક ઠેકાણે વંશપરંપરાનો હોય છે.

**મામલતદાર**:—તે આખા તાલુકાનો મુખ્ય અધિકારી ગણાય છે. તેનું કામ ગામડાંઓ ઉપર દેખરેખ રાખવાનું છે. તે લોકોના ટંટા બખેડાનો ફેંસલો આપે છે અને સરકારના હુકમ પ્રમાણે તાલુકાની વ્યવસ્થા રાખે છે તેને મુખત્યારકાર પણ કહે છે.

**મહાલકારી**:—મહાલના ઉપરીને મહાલકારી કહે છે. તેને મામલતદારના જેટલું જ કામ કરવાનું હોય છે.

**આસિસ્ટંટ કલેકટર**:—બે કે ત્રણ તાલુકા મળીને સબડિવિઝન બને છે અને તેના ઉપરીને આસિ. કલેકટર કહે છે. તે મામલતદાર તથા મહાલકારીના કામ ઉપર દેખરેખ રાખે છે. લોકોના ફોજદારી કામના ચુકાદા આપે છે. તેમને ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ પણ કહે છે.

**કલેકટર**:—આ દરેક અમલદારોના ઉપરી તરીકે આખા જિલ્લાનો મુખ્ય અધિકારી કલેકટર છે. તે મામલતદારો તથા મહાલકારીઓના કામ ઉપર દેખરેખ રાખે છે. સુલેહ અને વ્યવસ્થા જાળવે છે. જિલ્લામાં ગેરવ્યવસ્થા

થતી અટકાવે છે. દુઃખના વખતમાં પ્રજાને મદદ કરવાની ગોઠવણુ કરે છે અને કાયદા પ્રમાણે અમલ ચલાવે છે.

**કમિશ્નર:**—તે કલેક્ટરનો ઉપરી છે. અને તેને માથે આખા પ્રાંતની જવાબદારી હોય છે.

કરાચી એક જિલ્લો છે, માટે તેના ઉપરી કલેક્ટર સાહેબ કહેવાય છે અને તેમના હાથ નીચે ત્રણ સબ ડિવિઝનોના ત્રણ આસિ. કલેક્ટરો, નવ તાલુકાના નવ મામલતદારો અને ત્રણ મહાલના ત્રણ મહાલકારીઓ છે.

---

## સરકારી અને લોકોપયોગી ખાતાં:-

જિલ્લાનો વહીવટ સારી રીતે થઈ શકે એટલા માટે સરકારે કેટલાંક ખાતાં ઉઘાડયાં છે.

**પોલીસખાતું:**—લોકોના જાનમાલનું રક્ષણુ કરવા માટે જે ખાતું છે, તેને પોલીસ ખાતું કહે છે. એના ચાર પ્રકાર કરવામાં આવ્યા છે. (૧) શહેરનું રક્ષણુ કરે અને શાંતિ જાળવે તે **શહેરપોલીસ** કહેવાય છે. (૨) ગામડામાં શાંતિ જાળવી ગુન્હા થતા અટકાવે અને ગુન્હેગારોને પકડી શિક્ષા કરાવે તે ગામડાંની પોલીસ કહેવાય છે. (૩) દેશમાં બનતા છાનાછૂપા ગુન્હાઓ પકડે તે **છૂપી પોલીસ** કહેવાય છે, અને (૪) રેલવેના ઉતારૂઓનું રક્ષણુ કરી ગુન્હેગારોને પકડે તેને **રેલવે પોલીસ** કહે છે: આ પોલીસોના મોટા ઉપરીને **પોલીસસુપ્રિન્ટેન્ડેન્ટ** કહે છે. તેમના હાથ નીચે જિલ્લાના ભાગ પાડી એક એક

**પોલીસ ઇન્સ્પેકટર** નીમવામાં આવે છે. અને તેના હાથ નીચે મહાલોમાં તથા તાલુકાઓમાં થાણાઓના ઉપરી તરીકે **પોલીસ સબઈન્સ્પેકટર** હોય છે.

**રેવન્યુખાતું**:—જમીન મહેસુલનું કામ કરનારા ખાતાંને રેવન્યુખાતું કહે છે. તેના અમલદારો મુખી, તલાટી, મામલતદાર, આસિ. કલેકટર તથા કલેટર છે.

**ન્યાય ખાતું**:–જિલ્લામાં ન્યાયને માટે **સેશન્સ કોર્ટ** હોય છે અને તેના ઉપરીને **સેશન્સ જડજ** કહે છે. તે પૈસાની લેવડ દેવડની ( દિવાની ) તકરારોનો ન્યાય આપે છે, તેમજ ફોજદારી કામ ચલાવે છે. તેના તાબામાં દિવાની કામ માટે જિલ્લાસબજડજો અને ફોજદારી કામ માટે માજીસ્ટ્રેટો હોય છે. કરાંચી જિલ્લામાં આ બન્ને કામને માટે સૌથી ઉપરની સેશન્સકોર્ટ કરાંચી શહેરમાં છે.

**પોષ્ટ અને તારખાતું**:—લોકોના ખબરઅંતરના કાગળો, પૈસા, પારસલો વગેરે થોડા ખર્ચે એક ગામથી બીજા ગામ પહોંચાડનારા ખાતાને પોસ્ટખાતું કહે છે. તેના મોટા ઉપરી **પોસ્ટ માસ્તર જનરલ** કહેવાય છે. તેના હાથ નીચે **પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ** અને સુપ્રિન્ટેન્ડેન્ટના હાથ નીચે **પોસ્ટલ ઈન્પેકટર** હોય છે. પોષ્ટ ઓફિસમાં લોકોનાં નાણાં જમા રાખીને તેનું વ્યાજ આપવામાં આવે છે, તેને સેવિંગ્સબેંક કહે છે. મોટાં શહેરોમાં તાર—ટેલિગ્રાફની સગવડ હોય છે. વળી પોષ્ટ ઓફિસોમાં પણ તાર મોકલવાની ગોઠવણ રાખેલી છે.

**કેળવણી ખાતું**:–બાળકોને શિક્ષણ આપવાનું કામ

કરનારા ખાતાને કેળવણીખાતું કહે છે. એ ખાતાના ઉપરી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કહેવાય છે. મોટાં શહેરોની પ્રાથમિક શાળાઓનો વહીવટ મ્યુનિસિપાલીટી કરે છે અને ગામડાંઓની શાળાઓનો વહીવટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર કરે છે. કરાંચી જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની ઑફિસ કરાંચી શહેરમાં છે.

**બાંધકામખાતું**:—જિલ્લાના રસ્તાઓ, સડકો, નદીનાળાનાં પૂલો, કચેરીઓ, કેદખાનાં, દવાખાનાં, સરકારી બંગલાઓ વગેરે બાંધવાનું કામ કરનાર ખાતાને બાંધકામ ખાતું કહે છે.

**મ્યુનિસિપલખાતું**:—મોટાં શહેરોમાં આ ખાતું હોય છે. તેને શહેરસુધરાઈખાતું પણ કહે છે, તેમાં પ્રજાના ચુંટેલા તથા સરકારના નીમેલા મેમ્બરો એકઠા મળીને સુધારાનાં કામ કરાવે છે. શહેરના રસ્તાઓ તથા પોળો સાફ રાખવાં, શહેરને ચોખ્ખું પાણી પુરૂં પાડવું, ગંદકી થતી અટકાવવી, મફત દવાખાનાં ઉઘાડવાં, લોકોને શીતળા ટંકાવવાની સગવડ કરી આપવી. રાત્રે દીવાઓ કરાવવા, પ્રાથમિક નિશાળો સ્થાપવી વગેરે મ્યુનિસિપાલીટીની ફરજો ગણાય છે, આ ખાતાના ખર્ચ માટે લોકો પાસેથી કર ઉઘરાવવામાં આવે છે.

**લોકલબોર્ડખાતું** :—ગામડાના ખેડુતો પાસેથી મહેસુલના દર રૂપીએ એક આના પ્રમાણે લોકલફંડ ઉઘરાવીને આ ખાતું ચલાવવામાં આવે છે. તેનો વહીવટ લોકોએ ચુંટેલા મેમ્બરો અને સરકારે નીમેલા મેમ્બરો મળીને ચલાવે છે. તાલુકાની સંસ્થા **તાલુકાબોર્ડ** કહેવાય છે

અને જિલ્લાની સંસ્થા જિલ્લાબોર્ડ કહેવાય છે મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડ બન્ને પ્રજાનાં ખાતાં છે.

**ઇરીગેશનખાતું** :—આ ખાતું નહેરોથી ખેતરોમાં પાણી પુરું પાડવાનું કામ કરે છે.

**કસ્ટમખાતું** :—બંદરોમાં પરદેશથી આવતા માલ ઉપર જકાત લેવાનું કામ કરે છે.

આ સિવાય **સુખાકારીખાતું, આબકારીખાતું, જંગલખાતું, સર્વેખાતું, શીતળાખાતું**, વગેરે ખાતાંઓ આ જિલ્લામાં છે. લોકોની પેદાશ ઉપર ઇન્કમટેક્ષ (આવકવેરો) લઈને સરકાર એ લોકોપયોગી ખાતાં ચલાવે છે; માટે પ્રજાએ રાજીખુશીથી કર આપીને તેના બદલામાં મળતા અનેક લાભો ઉઠાવવા જોઈએ.

---

## પ્રશ્નો

સરકારે જિલ્લાનો વહીવટ કરવા માટે કયા કયા અધિકારીઓ નીમ્યા છે? મામલતદારની અને કલેકટરની શી ફરજો છે? સરકારી ખાતાંઓનાં નામ આપો. પોલીસખાતાનાં પ્રકાર બોલો. ન્યાયખાતું અને કેળવણીખાતું શું શું કામ કરે છે? પોસ્ટખાતાથી અને મ્યુનિસિપાલીટીથી પ્રજાને શા શા લાભ થાય છે? ખેતીના ધંધા સાથે કયા કયા ખાતાને સંબંધ છે? પ્રજાએ શા માટે કર—વેરા આપવા જોઇએ? લોકલબોર્ડ એટલે શું? કસ્ટમખાતું શું કામ કરે છે? પેદાશ ઉપર કર લેવાય છે તેનું નામ શું?

# ઠઠ્ઠા સબડિવિઝન

## (૧) કરાચી તાલુકો.

**સીમાઃ**–ઉત્તરે કોહિસ્તાન મહાલ, પૂર્વે ઠઠ્ઠા તાલુકો, દક્ષિણે મીરપુરસાકરા તાલુકો અને પશ્ચિમે હબ નદી છે.

**તપાઓઃ**–દરશાનો છન્નો, મંઘોપીર, સોંગલ, મલિર, થાણો, દીગ, ગદાબ, મોઇદાન, લાંઢી અને ગાભાપટ્ટ.

**નદીઓઃ**–મલિર, લ્યારી, સિંધુ અને હબ.

**બેટઃ**–મનોરા. **ભૂશિરઃ**–માંઝ.

**શહેરોઃ—કરાંચીઃ** આખા સિંધ પ્રાંતની રાજધાનીનું શહેર છે. પ્રાંતના ઉપરી કમિશ્નર સાહેબ અને જિલ્લાના



કરાંચી બંદર

ઉપરી કલેક્ટર સાહેબ અહિં રહે છે. આ એક સારામાં સારૂં બંદર ગણાય છે. કેમારી બંદર ઉપર આગબોટો અને વહાણોમાં પુષ્કળ માલ પરદેશથી અહિં આવે છે, અને અહિંથી પરદેશ ચડેછે. વેપારનું આ મુખ્યમથક છે. શહેરમાં



ફ્રીઅર હૉલ

ફ્રીઅર હૉલ, સરકારી કચેરીઓ, મ્યુનિસિપાલીટીનું* મકાન, હાઇસ્કૂલ વગેરે છે.

**મગર પીરઃ**—અહિં ગરમ પાણીનાં ઝરણાં છે. રક્તપિત્તના રોગનું દવાખાનું છે. અને બકરી ઈદને દીવસે મેળો ભરાય છે. અહિં મગરો ઘણા છે.

---

* કરાંચી મ્યુનિ. ના હાલના પ્રેસિડન્ટ મિ, જમશેદ એન. આર. મહેતા. લાંબા સમયથી આ પદ ધરાવે છે. તેમણે શહેર સુધરાઈનાં ઘણાં ઉમદાં કામ કર્યાં છે. તેઓ ઉદાર, સેવા પ્રિય, વ્યવહાર કુશળ, કાર્યદક્ષ, નિરભિમાની,

## મહારીપુર:—મીઠાના અગરોને માટે જાણીતું છે.

ઉદ્યોગી. મળતાવડા, માયાળુ, સાદા અને સરલ સ્વભાવના પારસી સદ્‌ગૃહસ્થ છે.



[સમાજ જીવનના સૌજન્યથી]

મિ. જમશેદ એન. આર. મહેતા.

**મલિરઃ**—અહિંના કુવાઓમાંથી નળવાટે કરાંચીને પાણી પુરૂં પાડવામાં આવે છે. મલીરમાં ફળફુલ, શાકભાજી અને બીજો મેવો થાય છે. બાગબગીચા ઘણા છે.

**ગદાબઃ**—ઘીના વેપારને માટે જાણીતું છે.

**મનોરાઃ**—બેટ છે. ત્યાં લાઈટ હાઉસ (દીવાદાંડી) છે; તથા બ્રેકવૉટર છે. ચૈત્રી બીજનો અહિં મેળો ભરાય છે.

**દીગરોડઃ**—હવાઇ માર્ગનું મથક છે. ત્યાં લશ્કરની છાવણી છે. થોડા જ વખતમાં સારા બંગલાઓ, રસ્તાઓ વગેરેથી મોટું શહેર બન્યું છે.

**હવા બંદરઃ**—હવાખાવાનું સ્થળ છે. યુરોપિયનોના,



હવા બંદર

તથા પૈસાદાર લોકોના બંગલાઓ છે. અહિં શિવરાત્રીનો મેળો ભરાય છે. આ ઠેકાણે દરિયા કિનારો રેતાળ છે; તેથી

માણુસો દરિયામાં નાહે છે. કોઠારી બ્રીજ અને બેન્ડસ્ટેન્ડ વગેરે જગ્યાઓ ઘણી સુંદર છે.

**પેદાશ:**—કેળાં, શાકભાજી, ખારેક, જુવાર, બાજરી, મેવો, મીઠું વગેરે.

---

## (૨) ઠઠ્ઠા તાલુકો.

**સીમા:**—ઉત્તરે કોટ્રી તાલુકો, દક્ષિણે મીરપુર-સાકરા તથા ઘોડાબારી તાલુકો, પૂર્વે સિંધુ નદી અને પશ્ચિમે કોહિસ્તાન મહાલ તથા કરાંચી તાલુકો છે.

**નદી:**—સિંધુ. **નહેરો:**—કલરી ને ભગાર.

**સરોવરો:**—હાલેજી, કંઝેરી, સોનારીને કલાકોટ.

**તપાઓ:**—સોંઢા, ખુંદાયું, ચિલીયા, ખખ્ખર, હાલા, જુંગશાહી, ઠઠ્ઠા, ટાંકા અને આબાદ.

**શહેરો:**—**ઠઠ્ઠા**—સિંધ પ્રાંતની જૂની રાજધાનીનું શહેર રંગની દાબલીઓ, લુંગીઓ, ફૂલના અર્ક, સરબતો વગેરેને માટે પ્રખ્યાત છે. તેમાં તાલુકાના ઉપરી મુખત્યારકાર રહે છે. **કલાકોટ:**—ઠઠ્ઠાની બાજુમાં એ જ નામના સરોવરની પાસે આવેલું છે. તેમાં લુગડાં રંગવાનું કામ સારૂં થાય છે. ચાદરો, ચોરસાઓ વગેરે રંગીને બીજે મોકલવામાં આવે છે. અહિં હાથવણાટથી લુંગીઓ સારી બને છે. આ શહેરની તથા ઠઠ્ઠાની આસપાસની જમીન ખેતીને માટે સારી હોવાથી શાકભાજી, ફળફૂલ તથા બગીચાઓ પુષ્કળ કરવામાં આવે છે. **મકલી ટેકરી** ઉપર સવા લાખ પીરોની કબરો છે, તેમાંથી મીરઝાં ઇશાકની રોંક જોવાલાયક છે.

**જુંગશાઇ**:—રેલવે સ્ટેશન છે ને ત્યાંથી ઠઠ્ઠા જવાની પાકી સડક છે. **જંપીર**:—સ્ટેશન છે. તેની પાસે પહાડમાંથી પાણીનાં ઝરણ વહે છે. આ શહેરમાં ચુનાની ભઠ્ઠી છે તથા હેમેશ્વર મહાદેવનું દહેરૂં છે.

આ સિવાય **સોઢા** અને **હેલાયું** જાણીતાં શહેરો છે.

**પેદાશ**:—રાતા ચોખા, ઘઉં, તેલીબીઆં, શાક-ભાજી, મેવો.

---

## (૩) મીરપુર સાકરા તાલુકો.

**સીમા**:—ઉત્તરે કરાચી તાલુકો, પૂર્વે ઠઠ્ઠા તાલુકો, દક્ષિણે ઘોડાબારી તાલુકો અને પશ્ચિમે અરબી સમુદ્ર.

**તપાઓ**:—મીરપુર સાકરો, રામદેવ, ગાડો. હાજી ઘરાણો, ખૈરપુર, ગુજો, બુહારા, સુખપુર, ગુલામલા અને કરમપુર.

**નહેરો**:—કલરી અને ભગાર.

**શહેરો**:—**મીરપુરસાકરા**: તાલુકાનું મુખ્ય શહેર છે. મુખત્યાકારની કચેરી, તપેદારની ઓફીસ વગેરે છે. **ભંબોર**:—(દેવળ બંદર) ઘણું જુનું શહેર છે. મહુમદબીન-કાસીમે આ શહેર ઉપર હુલ્લો કર્યો હતો. તેમાં કબીર ભગતનું રહેઠાણ હતું. **ગુલામલા**:—શેરડીના પાકને માટે જાણીતું છે. **ગાડો**:—દાબેચી સ્ટેશનથી ચાર ગાઉ છે.

**પેદાશ**:—દરીઆ કિનારાનો પ્રદેશ ખારને લીધે પડ-તર રહે છે. ઈશાન તરફ શેરડી, કેળાં, રાતા ચોખા તથા લીલો મેવો થાય છે.

---

## (૪) ઘોડાબારી તાલુકો.

**સીમાઃ**—ઉત્તરે ઠઠ્ઠા અને મીરપુરસાકરા, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્ર.

**તપાઓઃ**—ગલીલ, ખાણુ, કોટ્રીઅલારખ્યો, મહર, ગારહો, અને બેલી,

**નહેરોઃ**—નસીરવાહ, ઓચતો, હેદરી. **નદીઃ**-સિંધુ.

**શહેરોઃ**—**કોટ્રીઅલારખ્યોંઃ** તાલુકાનું મુખ્ય શહેર છે. તેમાં મુખત્યારકારની ઓફિસ તથા પોષ્ટ ઓફિસ છે.

**પીરપટોઃ**—મુસલમાનોનું જાત્રાનું સ્થળ છે. ત્યાં પીરની જગ્યા છે. દર વર્ષે મેળો ભરાય છે.

**પેદાશઃ**—આ ભાગની જમીન લાડના નામથી ઓળખાય છે. ત્યાં હવા ભેજવાળી હોવાથી ધોળા ચોખા થતા નથી, પણ રાતા ચોખા પુષ્કળ થાય છે.

---

## (૫) કેટીબંદર મહાલ.

**સીમાઃ**—ઉત્તરે ઘોડાબારી તાલુકો, પૂર્વે સિંધુ નદી અને દક્ષિણે તથા પશ્ચિમે અરબી સમુદ્ર.

**તપાઓઃ** કેટીબંદર, મનોરા, ઘોડાબારી, અને ખીરસર

**નહેરોઃ**—ઓચતો અને કલંદરીફાટ.

**શહેરોઃ**—**કેટીબંદરઃ** એમાં મહાલકારીની કચેરી છે. તેમજ મ્યુનિસિપાલીટી, હૉસ્પિટલ, કસ્ટમઓફિસ, પોલીસથાણું વગેરે છે. **ખદ્દીફાઃ**—ઘાસના વેપારને માટે નામીચું બંદર છે.

**પેદાશઃ**—રાતા ચોખા, નાળીએર, ઘાસ અને લાકડાં.

---

**પ્રશ્નો**

કરાચીથી ઠઠ્ઠા કયે રસ્તે જવાશે? ઘોડાબારી પાસે પાણીનાં વમળ થાય છે તેનું શું કારણ હશે? ઠઠ્ઠા સબડિવિઝનનાં રેલવે સ્ટેશનો બોલો. આ ડિવિઝનમાં રાતા ચોખા, કોલસા, કેળાં, અને લાકડાં કયાંથી મળશે? દીગરોડ. કલાકોટ, જંપીર, ભંબોર, પીરપઠો અને કેટીબંદર શાને માટે પ્રખ્યાત છે?

---

# કોટ્રીસબડિવિઝન.

## (૧) કોટ્રીતાલુકો.

**સીમાઃ**—ઉત્તરે માઝાંદ મહાલ, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે ઠઠ્ઠા તાલુકો અને પશ્ચિમે કોહિસ્તાનમહાલ છે.

**તપાઓઃ**—ટંડાહારઝશાહા, ઝરખ, બોદા, વછેરા, ખાસાઈ અને બંધવેરાહ.

**નદીઓઃ**—સિંધુ અને ભારન.

**નહેરોઃ**—સદાબહાર, બગદાદ અને સાપાવાહ.

**શહેરોઃ**—**કોટ્રીઃ** સિંધુના કિનારા ઉપર છે. તેમાં દારૂ બનાવવાની ભઠ્ઠી છે. રેલવેનું મોટું જંકશન છે. તેમાં મુખત્યારકારની કચેરી, મ્યુનિસિપાલીટી, પોષ્ટ અને તાર ઓફિસ, હૉસ્પિટલ તથા ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલો છે. અહિં સિંધુ ઉપરનો **કર્ઝનપૂલ** જોવા લાયક છે. **ઝરખઃ** સિંધુ નદીના કિનારા ઉપર આવેલું છે. નદીને સામે કાંઠે જવા નાની નાની હોડીઓ રાખવામાં આવે છે. આ શહેર ટેકરી ઉપર હોવાથી ઉનાળામાં સાહેબ લોકો ત્યાં હવા ફેર કરવા જાય છે. **ઉનડપુરઃ** રેલવે સ્ટેશન છે. ઈ. સ. ૧૫૯૦ માં



કર્ઝન પૂલ.

અહિં મીરજાંજાનીબેગ અને ખાનખાનાનને લડાઈ થઈ હતી. **ભાંય:** કોટ્રીથી ઉત્તરે શહેર છે. **બુઢાપુર, પેટારો, ગોપાંગ** વગેરે જાણીતાં સ્થળો છે.

**પેદાશ:**—શેરડી, ઘઉં, તમાકુ, અળશી અને મગ છે. કેટલાક ભાગમાં ભારાણી ( વરસાદ ઉપર આધાર રાખવો પડે એવો ) પાક થાય છે.

---

## (૨) માઝાંદ મહાલ.

**સીમા:**—ઉત્તરે સિંધુ નદી અને સેવણ તાલુકો, પૂર્વે સિંધુ નદી, દક્ષિણે કોટ્રી તાલુકો અને પશ્ચિમે લક્કીના ડુંગરો છે.

**તપાઓ:**—માઝીંદા, લાખા, કાછી, સન, આમરી અને લક્કી.

**નદીઓ:**—સિંધુ અને મોહન નદી.

**શહેરો:—માઝાંદ**-મહાલનું મુખ્ય શહેર છે. તેમાં મહાલકારીની કચેરી અને મ્યુનિસિપાલીટી છે. **ધારાતીર્થ** લક્કીથી બે માઈલ દૂર છે. તેમાં ગરમ પાણીનાં ઝરણ છે. ત્યાં દરવર્ષે શિવરાત્રીનો મોટો મેળો ભરાય છે. **લક્કી:** સિંધુના પશ્ચિમકાંઠા ઉપર રેલવે સ્ટેશન છે. **આમરી** ને **સન** પણ સ્ટેશનો છે.

**પેદાશ:**—ઘઉં, મગ, શેરડી અને ચણા.

---

## (૩) કોહિસ્તાન મહાલ.

**સીમા:**—ઉત્તરે સેવણ તાલુકો, પૂર્વે કોટ્રી, માઝાંદ અને ઠઠ્ઠા તાલુકો, દક્ષિણે કરાચી તાલુકો અને પશ્ચિમે ખીરથર પર્વત તથા કરાચી તાલુકો.

**નદીઓ:**—હબ, ભારન અને મલિર.

**શહેરો:—થાણોબુલાખાન:** તેમાં મહાલકારીની કચેરી, પોલીસથાણું, હૉસ્પિટલ વગેરે છે.

આ મહાલનો કેટલોક ભાગ પહાડી છે. તેમાં વનસ્પતિ સારી થાય છે, તેથી લોકો ઘેટાં-બકરાં ઉછેરવાનો ધંધો ચલાવે છે. કોહિસ્તાન બલોચ ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ પહાડીમુલક એવો થાય છે. આ મહાલમાં ઊનના કામળા તથા ઊનના પાથરણાં થાય છે.

**પેદાશ:**—જુવાર, બાજરી અને મકાઈ.

---

### પ્રશ્નો

કોટ્રી સબડિવિઝનની નદીઓ લખો. આ ડિવિઝનમાં નહેરો ન હોવાનું કારણ શું ? આ ડિવિઝનમાં કયા કયા તાલુકામાં થઇને રેલવે જાય છે ? કોટ્રીથી પગ રસ્તે કરાચી આવીએ તો રસ્તામાં

કયા કયાં મોટાં ગામ આવશે ? એક પેટી ઝરખ આગળ સિંધુ નદીમાં પડી ગઈ છે, તો તેની શોધ કરાવવા માટે તમે કયાં કયાં શહેરોમાં તપાસ કરાવશો ? આ ડિવિઝનમાં ઘઉં, મકાઈ, તમાકુ અને અળશી કયાંથી મેળવશો ? આ ડિવિઝનનાં કયાં કયાં શહેરોમાં મ્યુનિસિપાલીટી છે ? ઝરખ, લક્કી અને કોટ્રી શાને માટે પ્રખ્યાત છે ? આ ડિવિઝનનો કયો ભાગ નીચાણવાળો છે ? નકશામાં, ધારાતીર્થ, હબ, આમરી, ભીંય, પેટારો અને સન બતાવો. આ ડિવિઝનના ઉપરી અમલદાર કયાં રહે છે ? આ ડિવિઝનની હવા કેવી છે ?

---

# શાહબંદર સબડિવિઝન.

## (૧) મીરપુરભઠોરા તાલુકો.

**સીમા:**—ઉત્તરે સિંધુ નદી, પૂર્વે ગુની તાલુકો, દક્ષિણે જાતિ અને સુજાવલ તાલુકા અને પશ્ચિમે સુજાવલ તાલુકો તથા સિંધુ નદી.

**તપાઓ:**—આટલશાહ, બનુ, લાયકપુર, મંગીલ-ધોગોગો, ધરો, અરારો, મીરપુરભઠોરો, જહોક, જુણેજાણી, હામરી, આમરા, મોજરી.

**નહેરો:**—પીંજારી, ગંજબખ્ખર, ફતેવાહા અને મહસુદોવાહા. **નદી:**—સિંધુ.

**શહેરો:**—**મીરપુરભઠોરા:** તાલુકાનું મુખ્ય શહેર છે. તેમાં મુખત્યારકાર રહે છે. આ શહેર ફતેહવાહા નહેર ઉપર છે. તેમાં સંઘાડાઓ લક્કડકામ સારૂં કરે છે તેમજ રંગનું કામ પણ સારૂં થાય છે. અહિં ચોખા સાફ કરવાનું કારખાનું છે. **જોક:** તેમાં સફરમાસમાં શાહઅનાયત

અલીસુફીનો મેળો ભરાય છે. **દરો** તથા **લાયકપુર** પીંજારી નહેર ઉપર છે. **શાહકપુર**માં અમીરપીરનો મેળો ભરાય છે.

**પેદાશ:**—રાતા અને સફેદ ચોખા, ઘઉં તથા શેરડી.

**કારીગરી:**—આ તાલુકામાં લાકડાનાં રમકડાં, પારણાં, દાબલીઓ વગેરે બહુ સુંદર થાય છે.

---

## (૨) સુજાવલ તાલુકો.

**સીમા:**—ઉત્તરે મીરપુરભઠોરા તાલુકો અને સિંધુ નદી, પૂર્વે મીરપુરભઠોરા તાલુકો, દક્ષિણે જાતિ તાલુકો અને પશ્ચિમે સિંધુ નદી છે.

**તપાઓ:**—રાંટા, લધાખો, મુરાધપુર, પિનિલઘો, બેલો, મીરાનપુર, સુજાવલ, વલ્હર, મીરઝાંલગારી, ગુલબહેર, ખારીયું અને ધાર.

**નહેરો:**—પીંજારી અને મહમુદોવાહા.

**નદી:**—સિંધુ.

**શહેરો:**—**સુજાવલ:** તેમાં ડાંગરમાંથી ચોખા છૂટા પાડવાનાં કારખાનાં છે. મુખત્યારકારની કચેરી તથા પોષ્ટ ઓફિસ છે.

**બેલો:**—ઠઠ્ઠાની સામે છે. ઠઠ્ઠાથી ચતણ થઈ સિંધુ નદીમાં હોડીમાં બેસી બેલો જવાય છે. **સૈયદપુર, કોટ-આલમન** અને **સુખપુર** જાણીતાં શહેરો છે.

**પેદાશ:**—સફેદ ચોખા, શેરડી અને ઘઉં.

આ તાલુકામાં નાનું જંગલ છે અને તેમાં જે ગામડાં આવેલાં છે તેને **બેલો** કહે છે. તે ગામોમાં મજુરોની

વસ્તી છે. એ મજુરો જંગલનાં લાકડાં કાપવાનો ધંધો કરે છે, તેમજ કેટલાક વહાણો ચલાવવાનું કામ પણ કરે છે.

---

## (૩) જાતિ તાલુકો.

**સીમાઃ**--ઉત્તરે સુજાવલ, મીરપુરભઠોરા અને ગુની તાલુકો; પૂર્વે બદીના તાલુકો તથા કચ્છનું રણ, દક્ષિણે અરબી સમુદ્ર અને પશ્ચિમે શાહબંદર તાલુકો છે.

**તપાઓઃ**--મનારકી, બહાદીપુર, કોઠી, મરહો-બુલાખાન, દોજો. ટંગો, શિરગંઢા, મુગલભીમ, શાહકપુર અને મુલાન. **નહેરોઃ**--ગુગડો, ગાદાબ ને મીરઝાંવાહા.

**શહેરોઃ--મુગલભીમઃ** જાતિ તાલુકાનું મુખ્ય શહેર છે. તેમાં મુખત્યારકારની કચેરી છે. દર વર્ષે ફાગણ માસમાં અહિં મેળો ભરાય છે. મુગલ અને ભીમ નામના બાપ દીકરાના મરણની જગાની યાદગીરી માટે આ શહેરનું નામ મુગલભીમ પડયું છે. કચ્છમાં આવેલા નારાયણસરની યાત્રાએ જનારા તીર્થવાસીઓને આ શહેર રસ્તામાં આવે છે. **જાતિઃ** ઊનના કામળાને માટે પ્રખ્યાત છે. **શિરગંઢામાં** મીઠું પકાવે છે.

**પદાશઃ**--આ તાલુકાનો ઘણોખરો ભાગ ઉજડ છે. પૂર્વમાં રણ અને દક્ષિણમાં દરીઓ હોવાથી ખેડવા લાયક જમીન થોડી છે. એ જમીનમાં જુવાર તથા બાજરી થાય છે.

---

## (૪) શાહબંદર તાલુકો.

**સીમાઃ**--ઉત્તરે સિંધુ નદી તથા જાતિ તાલુકો, પૂર્વે જાતિ તાલુકો, દક્ષિણે અરબી સમુદ્ર અને પશ્ચિમે સિંધુ નદી છે.

**નપાઓઃ**—બાબીહો, ભાગાણા, સંગસી, શાહબંદર, ગુંગાણી, ચહુરજમાલી, જુંગો જાભાણી, લાડીઉં, છછજાનખાન.

**નહેરોઃ**—કોરીખાડી, પીંજારી, મલ્હ, મુટની, સત્તા, ખાંટો.

**શહેરોઃ—શાહબંદરઃ** તેમાં પહેલાં મીરોનાં પંદર વહાણો રહેતાં હતાં, તેથી તેનું નામ શાહબંદર પડયું છે. **લાંડીઉં** આ તાલુકાનું મુખ્ય શહેર છે. તેમાં મુખત્યારકારની ઑફિસ છે. ચૈત્ર મહિનામાં અહિં શાહયકીકનો મેળો ભરાય છે. **ચહુરજમાલીઃ** જાણીતું ગામ છે.

**પેદાશઃ**—રાતા ચોખા, નાળીએર.

## પ્રશ્નો

શાહબંદર ડિવિઝનમાં મેળાઓ કયાં ભરાય છે ? આ ડિવિઝનમાં વધારે નહેરો હોવાનું શું કારણ છે ? સુજાવલ તાલુકાની પેદાશ બોલો. આ ડિવિઝનના કયા કયા તાલુકામાં વસ્તી વધારે છે ? જાતિ તાલુકામાં ઓછી વસ્તી હોવાનું કારણ શું ? મુગલભામથી સુજાવલ જવું હોય તો કયે રસ્તે જવાશે ? શિરગંદા, લાંડીઉં, મીરપુરભઠોરા અને શાહબંદર શાને માટે પ્રખ્યાત છે ? આ ડિવિઝનમાંથી રાતા ચોખા, નાળીએર, બાજરી અને ઊનના કામળા કયાંથી લેશો ?

# સિંધ પ્રાંતનું સામાન્ય વર્ણન.

આપણો કરાચી જિલ્લો જે પ્રાંતમાં આવેલો છે, તે પ્રાંતને સિંધ પ્રાંત કહે છે સિંધ પ્રાંતનું નામ સિંધુ નદી ઉપરથી પડયું છે. ઘણા જિલ્લા મળવાથી પ્રાંત થાય છે. પ્રાંતના ઉપરીને કમિશ્નર કહે છે.




સિંધ પ્રાંત મુંબઈ ઈલાકાનો છેક ઉત્તરનો ભાગ છે. એ ઈલા-કાના બીજા ભાગોથી આ પ્રાંત ઘણી બાબતોમાં જુદો પડે છે. તેની કુદરતી રચના, ભાષા, લોકો, પહેરવેશ અને રીતરિવાજ બીજા દેશો કરતાં જુદા છે.

**સીમાઃ—સિંધની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ, પશ્ચિમે બલુચિસ્તાન, દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર તથા પૂર્વે રજપુતાનાનું રણ છે.**

**કુદરતી વિભાગઃ**—સિંધ પ્રાંતનો નકશો જોવાથી તમને જણાશે કે તેના કુદરતી ત્રણ વિભાગ થઈ શકે છે. (૧) પશ્ચિમનો ડુંગરી પ્રદેશ, (૨) મધ્યનો રસાળ પ્રદેશ, અને (૩) પૂર્વનો રેતાળ પ્રદેશઃ ઉત્તરના ભાગમાં પહાડની ટેકરીઓ છે. વચ્ચેનો ભાગ નદી અને નહેરોથી ગુંથાએલો છે. અને પૂર્વમાં થરનું મોટું રણ છે. ડુંગરી પ્રદેશમાં ઘાસ પુષ્કળ ઊગે છે, તેથી લોકો ત્યાં ઢોર ચરાવે છે. દક્ષિણનો ભાગ નીચાણવાળો છે. અને દરિઆ કિનારાનો ભાગ ખારવાળો છે.

**રાજકીય વિભાગઃ**—આજથી ૮૭ વરસ પહેલાં આ પ્રાંત અંગ્રેજ સરકારે જીતી લીધો છે. અહિં પહેલાં મીરોનું રાજ્ય હતું. આ દેશ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા પછી તેની વ્યવસ્થા બરાબર ચાલી શકે માટે તેના નીચે પ્રમાણે જિલ્લાઓ ઠરાવી તે દરેક ઉપર અમલદારો નીમ્યા છે.

| જિલ્લાઃ | મુખ્ય શહેરઃ | અધિકારીઃ |
|---|---|---|
| **(૧) કરાચી જિલ્લો** | **કરાચી** | **કલેકટર સાહેબ** |
| **(૨) લાડકાણા જિલ્લો** | **લાડકાણા** | ,, |
| **(૩) સખ્ખર જિલ્લો** | **સખ્ખર** | ,, |
| **(૪) ઉત્તર સરહદ જિલ્લો** | **જેકોબાબાદ** | **ડેપ્યુટી કમિશ્નર સાહેબ** |
| **(૫) નવાબશાહ જિલ્લો** | **નવાબશાહ** | **કલેકટર સાહેબ** |
| **(૬) હૈદ્રાબાદ જિલ્લો** | **હૈદ્રાબાદ** | ,, |
| **(૭) થરપારકર જિલ્લો** | **મીરપુરખાસ** | ,, |

## દેશીરાજ્ય.

**૧ ખૈરપુર સંસ્થાન ખૈરપુર મીરસાહેબ**

જે વિભાગ દેશીરાજાના તાબામાં હોય તે દેશીરાજ્ય કહેવાય. સિંધ પ્રાંતમાં ખૈરપુર એક દેશીરાજ્ય છે. ત્યાંના રાજ્યકર્ત્તા **મીરસાહેબ** કહેવાય છે. એ રાજ્ય ઉપર દેખરેખ રાખનારા અંગ્રેજી અધિકારીને **પોલીટીકલ એજંટ** કહે છે. **સખ્ખર** જિલ્લાના કલેકટર ખૈરપુરના **પોલીટીકલ** એજંટ ગણાય છે.

**નદીઓ તથા નહેરો:**—આ પ્રાંતમાં મોટામાં મોટી નદી **સિંધુ** નદી છે. તેને નદ પણ કહે છે. એ નદીમાંથી નીકળતા **પૂર્વનાળો**, તથા **પશ્ચિમનાળો**, અને **ફૂલેલી, નવલખી,** જમરાઉ, **મીઠરાઉ,** બેગારી, ગુગડો, **પીંજારી,** વગેરે નહેરોથી સિંધની ખેતીને પુષ્કળ લાભ મળે છે. સિંધમાં વરસાદ બહુજ ઓછો પડે છે; છતાં નહેરોની સગવડ હોવાથી ખેતીવાડી સારી થાય છે. સિંધુમાંથી કુદરતી રીતે નીકળેલો **પૂર્વનાળો** સખ્ખર પાસેથી શરૂ થઈ ખૈરપુરના રાજ્યમાં જાય છે અને ત્યાંથી થરપારકરમાં વહી **મખીની** સરોવરમાં મળે છે. **પશ્ચિમનાળો** લાડકાણા જિલ્લામાં વહી **મંચ્છર** સરોવરમાં પડે છે. અને ત્યાંથી **અરલ** નહેર વાટે સિંધુને મળે છે. સિંધુમાંથી ઘણી નહેરો ખોદાવવામાં આવી છે. છતાં તેનું પાણી સમુદ્રમાં જતું રહે છે, એટલે એ પાણીને વાળીને ખેતીના ઉપયોગમાં લેવા માટે સખ્ખર આગળ **સક્કરબેરેજ** બાંધવાની યોજના થઈ છે.

**વનસ્પતિ અને ખેતીવાડી:**—સિંધમાં વરસાદ છેક

થોડો એટલે ૮ ઇંચ થાય છે; પણ સિંધુ નદી અને તેની નહેરોને લીધે કિનારાઓનો પ્રદેશ રસાળ તથા ફળદ્રુપ છે. આ પ્રાંતના **કરાંચી** જિલ્લામાં જુવાર, બાજરી, લાલ તથા ધોળા ચોખા, શેરડી, મકાઈ, લીલો મેવો; શાકભાજી, તથા ઘાસચારો થાય છે. **લારખાના** જિલ્લામાં ઘઉં તથા ધોળા ચોખા નીપજે છે. **ઉત્તર સરહદ** જિલ્લામાં તેલીબીઆં ને ચણા થાય છે. **સક્કર** જિલ્લામાં ઘઉં, ચણા તથા તેલીબીઆં પાકે છે. **નવાબશાહ** જિલ્લામાં ઘઉં, કઠોળ બાજરી તથા ચોખાનો પાક થાય છે, **હૈદ્રાબાદ** જિલ્લામાં કઠોળ તથા બાજરી પાકે છે. અને **થરપારકર** જિલ્લામાં બાજરી, મગ તથા ઘાસચારો થાય છે. સિંધમાં ઉંચી જાતનું રૂ પણ થાય છે.

**વસ્તી ભાષા અને ધર્મ**:-સિંધમાં વસ્તીનો પોણો ભાગ મુસલમાન છે. સિંધના જુના રહીશો **સિંધી** કહેવાય છે. આ પ્રાંતમાં બલુચિસ્તાનથી બલોચ લોકો, અફગાનિસ્તાનમાંથી પઠાણો, મકરાણથી મકરાણીઓ, મારવાડથી થરી લોકો, કચ્છથી કચ્છીઓ અને ગુજરાતમાંથી ગુજરાતીઓ આવીને વસેલા છે. તેમની ભાષાઓ સિંધી, પંજાબી, બલુચી, મકરાણી, મારવાડી, મરાઠી, હિંદી, કચ્છી અને ગુજરાતી છે. આખા પ્રાંતની સામાન્ય ભાષા અંગ્રેજી ગણીએ તો ચાલે. આ પ્રાંતમાં જેમ જુદા જુદા લોકો અને જુદી જુદી ભાષાઓ છે, તેમ તેમના ધર્મો પણ જુદા જુદા છે. હિન્દુ, ઈસ્લામ, જૈન, ખ્રિસ્તિ, જરથુસ્ત એ મુખ્ય ધર્મો છે. સિંધના હિન્દુઓ મુસલમાનોના જેવો પોશાક પહેરે છે. દક્ષિણીઓ અને ગુજરાતીઓ પોતપોતાના દેશની ભાષા, પહેરવેશ, ધર્મ અને રીતરિવાજ રાખે છે.

**આબોહવા:**—વરસાદ થોડો પડવાથી હવા સુકી છે. રણના પ્રદેશમાં ઉનાળામાં રેતી તપે છે અને ગરમી વધારે દાખવે છે, તેવીજ રીતે શિઆળામાં ટાઢ પણ ઘણી પડે છે. ઉત્તરના ભાગમાં અતિશય તાપ પડે છે. ટેકરીઓ ઉપરની હવા સારી છે.

**હુન્નર-ઉદ્યોગ અને વેપાર:**—સિંધના જે ભાગમાં ખેતી થાય છે, ત્યાંના લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતી છે. પણ બીજા લોકો જુદા જુદા હુન્નર ઉદ્યોગથી પોતાનું ગુજરાન ચલાવે છે. ઠઠ્ઠામાં સુસીઓ તથા લુંગીઓ વણવાનુ કામ ચાલે છે. હૈદ્રાબાદમાં જરીકામનો હુન્નર મુખ્ય છે. હાલામાં માટીનાં વાસણો તથા લાકડા ઉપરની કારીગરી સારી થાય છે. શિકારપુરમાં ચામડાની જણુસો અને શેતરંજીઓ બને છે. નસરપુરમાં વણાટ કામ સારૂં થાય છે. ગુની તાલુકામાં ઊનની શેતરંજીઓ અને કામળા બને છે. લાડકાણા જિલ્લામાં પીત્તળનાં વાસણો સારાં બને છે. થરપારકર જિલ્લાના ઊનના કામળાઓ ખૂબ વખણાય છે. સિંધ પ્રાંતનું વેપારનું ખરૂં મથક કરાંચી છે. આ બંદરેથી રૂ, ઊન, અનાજ, તેલીબીઆં, ચામડાં તથા લાકડાં બહારના મુલકમાં જાય છે. આ પ્રાંતમાં એન. ડબલ્યુ. રેલવે છે. તેનાથી પંજાબ તથા મારવાડનો વેપાર ચાલે છે અને દરિયા-માર્ગે દૂરના મુલકોમાં માલની આવ-જા થાય છે.

---

## સિંધ પ્રાંતનાં જાણીતાં સ્થળો:

---

**કરાંચી જિલ્લો:**—**કરાંચી:** પ્રાંતની રાજધાનીનું મુખ્ય શહેર તથા બંદર છે. **ઠઠ્ઠા:** સિંધનું જુનું રાજધા-

નીનું નગર છે. **ઝરખ:** હવા ખાવાનું ઠેકાણું છે. **મગર-પીરમાં** મગરો ઘણા છે. **મહારીપુરમાં** મીઠું પાકે છે. **કોટ્રીમાં** દારૂની ભઠ્ઠી છે. **જાતિ:** ઊનના કામળાને માટે જાણીતું છે. **કેટી બંદર:** ઘાસ તથા લાકડાંના વેપારને માટે નામીચું છે. **સુજાવલમાં** ડાંગર ખાંડવાનાં કારખાનાં છે.

**લારખાના જિલ્લો:—લારખાના:** અનાજના વેપારનું સ્થળ છે. **સેવાન:** જુનું શહેર છે. ત્યાં સિકંદરના વખતનો બંધાવેલો કિલ્લો છે. **કુંબર:** ડાંગરના પાકને માટે પ્રખ્યાત છે.

**ઉત્તર સરહદ જિલ્લો:—જેકોબાબાદ** તેનું જુનું નામ **ખાનગઢ** હતું; પણ જેકોબ સાહેબના નામ ઉપરથી આ નામ પડયું છે. ત્યાં ઉનાળામાં તાપ બહુ પડે છે.

**સક્કર જિલ્લો:—સક્કર:** સિંધુના જમણા કિનારા ઉપર છે. તેની નજીક સિંધુમાં **બખ્ખર** નામે બેટ છે. સખ્ખરથી બખ્ખરબેટમાં જવા માટે નદી ઉપર **લેન્સડા-ઉનબ્રીજ** બાંધેલો છે. ત્યાં મોસમશાહનો મિનારો અને આદમશાહ કલ્હોરાની કબર છે. **શિકારપુર:** દાઉદપોત્રાએ વસાવેલા આ જુના શહેરમાં ભરતકામ સારૂં થાય છે.

**નવાબશાહ જિલ્લો:—કંડીઆરો:** જહાંગીરના વખતમાં વસેલું શહેર છે. **નવાબશાહ:** હાલ જિલ્લાનું મુખ્ય શહેર છે.

**હૈદ્રાબાદ જિલ્લો:—હૈદ્રાબાદ** જુના વખતનું શહેર છે. તેને અસલ નૈરૂનકોટ કહેતા. ગુલામશાહ કલ્હોરાએ તે વસાવ્યું હતું. સિંધના કેટલાક પ્રખ્યાત થઇ ગએલા મીરોની ત્યાં કબરો છે. **હાલામાં** માટીનાં ઢોળ ચડાવેલાં વાસણો સારાં

થાય છે. ઉદેરોલાલ, પવિત્ર પીરની જગાને માટે જાણીતું છે. **મીઆણીમાં** મીરો અને અંગ્રેજો વચ્ચે લડાઈ થઇ હતી.

**થરપારકર જિલ્લો:—મીરપુર ખાસ** એ જિલ્લાનું મુખ્ય શહેર છે. અસલ તે મીરોની રાજધાની હતું. તેની પાસે બુદ્ધના સ્તુપનાં ખંડેરો છે. **ઉમરકોટ**માં અકબર બાદશાહનો જન્મ થયો હતો. એ શહેર ઉમરસુમરાએ વસાવ્યું હતું. **નગરપારકર**:-તેમાં કપડાં રંગવાનું કામ સારૂં થાય છે, ત્યાં ઊન, અનાજ, ઘી વગેરેનો વેપાર ચાલે છે.

---

## વ્યાખ્યાઓ:

---

જમીનના મોટા ભાગને **ખંડ** કહે છે.

પાણીના મોટા જથાને **મહાસાગર** કહે છે.

ખંડના નાના ભાગને **દેશ** કહે છે.

મહાસાગરના નાના ભાગને **દરીઓ, સાગર** કે **સમુદ્ર** કહે છે.

થોડી વસ્તીવાળા ઘરના જુથને **ગામ*** કહે છે.

ઘણાં ગામો મળીને એક **તપો** બને છે.

એક અથવા વધારે તપા ભેગા થવાથી **તાલુકો** થાય છે.

તાલુકાથી નાના ભાગને **મહાલ** કહે છે.

બે કે વધારે તાલુકા મળીને એક **સબડિવિઝન** બને છે.

બે કે વધારે સબડિવિઝન મળીને એક **જિલ્લો** થાય છે.

કેટલાક જિલ્લા મળવાથી **પ્રાંત** બને છે.

---

* સિંધનાં ગામડાંને ગોઠ કહે છે.

કેટલાક પ્રાંત મળીને એક **ઈલાકો** થાય છે.

સમુદ્રનું પાણી સાંકડી અણી થઈ જમીનમાં ગએલું હોય તેને **અખાત** કહે છે.

પહોળા મોઢાના અખાતને **ઉપસાગર** કહે છે.

સમુદ્રના બે મોટા ભાગને જોડનારા સાંકડા પાણીના ભાગને **સામુદ્રધુની** કહે છે.

જમીનના બે મોટા ભાગને જોડનારા સાંકડા જમીનના ભાગને **સંયોગીભૂમિ** કહે છે.

જમીનની અણી લાંબી થઈને સમુદ્રમાં ગએલી હોય તેને **ભૂશિર** કહે છે.

ત્રણ બાજુ પાણી અને એક બાજુ જમીન સાથે જોડાએલા ભાગને **દ્વીપકલ્પ** કહે છે.

ચારે તરફ જમીન અને વચ્ચે પાણી હોય તેને **સરોવર** કહે છે. સરોવર નાનું હોય તે **તલાવ** કહેવાય છે.

ચારે બાજુ પાણી અને વચ્ચે જમીન હોય તેને બેટ કે **દ્વીપ** કહે છે. ( સરોવરથી ઉલટો બેટ છે. )

જમીનના ઉપસેલા ભાગને **ટેકરી** કહે છે.

ટેકરીઓ વધીને મોટી થઇ હોય તેને **ડુંગર** કહે છે.

ડુંગરાઓ વધીને મોટા થયા હોય તેને **પર્વત** અથવા પહાડ કહે છે, ઝાડપાન વગરના પહાડને **બોડા પહાડ** કહે છે. પર્વતની ટોચને **શિખર** કહે છે.

બે પર્વતની વચ્ચે સાંકડી ઊંડી જમીનને **ખીણ** કહે છે.

જે પર્વતને મથાળે ધુમાડો નીકળતો હોય અથવા કાયમ ગરમ રસ વહેતો હોય તેને **જ્વાળામુખી પર્વત** કહે છે.

ટેકરાવાળા ભાગને **કોહીસ્તાન** કહે છે.

જે જમીનમાં ઝાડ કે પાણી ન હોય, પણ માત્ર રેતી જ હોય તેને **રણ** કહે છે. રણમાં કોઈ જગાએ ઝાડ કે પાણી મળી આવે તે જગા **રણદ્વીપ** કહેવાય છે.

પર્વત કે ડુંગરમાંથી પાણીનો પ્રવાહ ઢળતી જગામાં વહે તેને **નદી** કહે છે. જે જગાએથી નદી નીકળે તે નદીનું **મૂળ** કહેવાય છે અને જે ઠેકાણે નદી સમુદ્રને મળે તેને નદીનું **મુખ** કહે છે.

બે નદીઓ જ્યાં એકઠી થાય તે **સંગમ** કહેવાય છે.

નદીનો પ્રવાહ બીજે રસ્તે વાળીને લઈ જવામાં આવે તેને **નહેર** કહે છે.

નદીના મુખ આગળ કાંપથી રસાળ થએલી ત્રિકોણાકાર જમીનને **ડેલ્ટા** કહે છે.

બે નદીની વચ્ચેના ભાગને **દોઆબ** કહે છે.

નદીનું પાણી ઉંચા ખડક ઉપરથી નીચે પડે તેને **ધોધ** કહે છે.

હવામાંની વરાળ રાત્રે ઠંડી પડી પાણીનાં ટીપાં બંધાઈ જઈને જમીન ઉપર ભીનાશ કરે છે તેને **ઝાકળ** કહે છે.

આગગાડી જ્યાં ઉભી રહેતી હોય અને માલ તથા માણસો ચઢતાં–ઉતરતાં હોય તેને **સ્ટેશન** કહે છે.

જ્યાં બે અથવા વધારે રેલવે લાઈનો ભેગી થતી હોય તેવા મોટા સ્ટેશનને **જંકશન** કહે છે.

જે શહેર દરિયાકાંઠે હોય અને જ્યાં આગબોટમાં માણસો તથા માલ ચઢતાં–ઉતરતાં હોય તેને **બંદર** કહે છે.

**સમાપ્ત.**

